## ‘‘બીજી આવૃત્તિના પ્રકાશન પ્રસંગે’’

ગુરુ મહારાજની અસીમ કૃપા જેમના ઉપર સતત વર્ષા જ કરે છે તેવા અમેરિકામાં સ્થાયી થયેલા રંગ ભક્ત **શ્રી જશભાઈ પટેલ** ૨૦૦૪-૨૦૦૫ના વર્ષમાં અમદાવાદમાં રોકાયેલ આજ સમયે પૂજ્ય બાપુજીને થયેલ પ્રેરણા અનુસાર **શ્રી દત્તધામ** (દક્ષિણ ભારત) યાત્રાનું બસ પ્રવાસનું આયોજન કરેલું સમગ્ર આયોજન શ્રી રંગ પરિવારના સક્રિય **મંત્રીશ્રી અંબાલાલભાઈ પટેલે** સંપૂર્ણ સાથ-સહકાર આપેલો. તેઓશ્રીની ઈચ્છા અનુસાર શ્રી દત્તધામ યાત્રા અને તીર્થના સ્થળોની વર્ણનાત્મક માહિતીમાં એક પુસ્તકનું પણ ૨૦૦૫માં પ્રકાશન કરેલું.

દક્ષિણ ભારત શ્રી દત્તધામ યાત્રાની સીડી તેમજ પુસ્તકને ખૂબજ આવકાર પ્રાપ્ત થયો છે. પુસ્તકની પ્રથમ આવૃત્તિની નકલો ન રહી. પરંતુ બીજી આવૃત્તિના પ્રકાશન માટે સંજોગોનું નિર્માણ ઉભું થતાં જ પૂજ્ય બાપજીની અસીમ કૃપા ઉતરી. બીજી વાર પણ અમેરિકામાં સ્થાયી થયેલા પૂજ્યશ્રીના કૃપા પાત્ર **શ્રી કપિલભાઈ જે. શુક્લ** ને **દત્તધામ યાત્રા** તેમના પરિવાર સાથે કરવાનો વિચાર આવ્યો અને **અંબાલાલભાઈ પટેલ**ની સલાહ સૂચન મુજબ આ પુસ્તિકાના સહારે તેઓએ આસાનીથી કોઈપણ મુશ્કેલી વિના **દત્તધામ યાત્રા પરિપૂર્ણ કરી** અને **શ્રી અંબાલાલભાઈ પટેલ**ને બીજી આવૃત્તિ છપાવવા માટે સામેથી વિનંતી કરી. આમ **શ્રી અંબાલાલભાઈ પટેલ**ને બીજી આવૃત્તિના પ્રકાશન દાતા સામેથી મળ્યા અને પ્રકાશનનું કામ આસાન થયું.

**અખિલ ભારતશ્રી રંગ અવધૂત પરિવાર** બીજી આવૃત્તિના દાતાનો હાર્દિક આભાર માને છે અને **પૂજ્ય બાપજી**ને પ્રાર્થના કરે છે કે **શ્રી કપિલભાઈ જે. શુક્લ**ના પરિવાર ઉપર બાપજીની અસીમ કૃપા હરહંમેશ વરસતીજ રહો.

' **બીજી આવૃત્તિના પ્રકાશક** '

**શ્રી કપિલભાઈ જે. શુક્લ પરિવાર**

(યુ.એસ.એ.)

વિજયા દશમી આસો સુદ ૧૦, ૨૦૬૪ — **કાંતિભાઈ દવે**

ગુરૂવાર તા. ૯-૧૦-૨૦૦૮ — સંપાદક

# પ્રસ્તાવના અને આભાર દર્શન

શ્રીરંગ અવધૂત પરિવાર અમદાવાદે– અમેરિકામાં સ્થાઈ થયેલા અને હાલમાં અમદાવાદ રહેતા રંગભકત શ્રી જશભાઈ પટેલને થયેલ પૂ.બાપજીની પ્રેરણા અનુસાર પાંચ જ્યોતિર્લિંગ સાથે દત્તધામ બસ પ્રવાસનું આયોજન કરેલું. આયોજનનો મુખ્ય હેતુ તીર્થયાત્રા અને સાથે સાથે તીર્થના સ્થળોની વિડીયો કેસેટ અને સીડી તૈયાર કરવાનો હતો જેથી દત્તભકતો ઘેર બેઠાં બેઠાં દત્તધામના દર્શનનો અલભ્ય લાભ મેળવી શકે. સમગ્ર આયોજન રંગ પરિવારના સક્રિય મંત્રી ભકત શ્રી અંબાલાલભાઈ પટેલે કરેલું. શ્રીરંગ પરિવારમાંથી પસંદ કરેલા ૪૦ થી ઉપરના અને ૮૦ વર્ષ સુધીના સશકત ભાઈઓ અને બહેનોનો દત્તધામ પ્રવાસમાં સમાવેશ કરેલો. શ્રીરંગ પરિવારના વિદ્વાન ભકત કે જેમણે અગાઉ પણ આ ધામોનો પ્રવાસ કરેલો તેવા અનુભવી શ્રી નવનીતભાઈ પાઠક (ગાંધીનગર)નો સમાવેશ પ્રવાસમાં કરેલો. તદુપરાંત પરિવારના ભજનિક શ્રી ઈશ્વરભાઈ પટેલ કે જેઓ ' ભગત ' તરીકે ઓળખાય છે તે પણ સાથે હતા. દરેક તીર્થક્ષેત્રે પાઠ–પૂજન સ્તોત્રો–સ્થળ વિશેની માહિતી માટે શ્રી નવનીતભાઈની હાજરીથી યાત્રિકોને માર્ગદર્શન મળતું, બસમાં ઉષઃપ્રાર્થના અને સાયં પ્રાર્થનાનો લાભ બન્ને મહાનુભાવોને કારણે મળતો.

પ્રવાસ માટે વડોદરા સ્થિત નિલકંઠ ટ્રાવેલ્સના સંચાલક શ્રી વિનોદભાઈ ભટ્ટે બસ–જમવા વગેરેની ઉત્તમ વ્યવસ્થા કરી યાત્રિકોના મન જીતી લીધાં હતાં. ડ્રાયવર–રસોઈયા નોકર વગેરે પણ સૌને અનુકૂળ હતા. ૨૦ દિવસના પ્રવાસમાં ખાવા–પીવાની કોઈને તકલીફ ન પડે તે તરફ શ્રી ભટ્ટે ખૂબજ તકેદારી રાખી હતી. ભકતોની ઈચ્છા અનુસાર જે તે સમયે ચા– જમવાનું મળે જ. કદીપણ કોઈ ભૂખ્યું રહયું ન હતું. રાત્રી રોકાણ માટે શકય તેટલી સારી હોટલો કે ધર્મશાળાની ખૂબ સારી સગવડ આપેલી.

યાત્રિકોના સહકાર તો અદ્ભુત હતો. સુતા પહેલાં આયોજકો જે સૂચનાઓ આપે તે પ્રમાણે સવારે વહેલા જાગીને, નાહી ધોઈને સૂચવેલા સમયે બસમાં સામાન સાથે હાજર રહેતાં. કોઈપણ સ્થળે ઉતર્યા પછી બસમાં પરત આવી બેસી જવામાં પણ સમય પાલન કરી બતાવેલું. એ સૌ યાત્રિકો સાચા અર્થમાં ધાર્મિકવૃત્તિના હતા. દરેક સ્થળે પાઠ–સ્તવન–સ્તોત્ર માટે બેસી જ જતા. આડા અવળા ફરવાની વૃત્તિ ઓછી હતી. શ્રીરંગ અવધૂત પરિવારના જ સભ્યો હોવાને કારણે બંધુત્વની ભાવના જાગૃત હતી. સૌ એક બીજાને મદદરૂપ થવા તત્પર હતા. રાત્રી રોકાણની કોઈ જગ્યાની અગવડને સૌ કોઈએ સગવડ જ માની હતી.

દરેક તીર્થ સ્થળોએ દક્ષિણા ભેટ વગેરે વ્યકિતગત મૂકવાને બદલે શ્રીરંગ અવધૂત પરિવાર તરફથી મૂકાય તો મોટી રકમ ભેટ તરીકે આપી શકાય તેવી વાત યાત્રિકોને ખૂબ ગમી. બસમાં ઝોળી ફેરવી જેમને જે આપવું હોય તે બંધમુઠ્ઠીમાં થેલીમાં નાંખે તે સૂચન પ્રમાણે યાત્રિકોએ થેલીમાં નાંખેલી રકમ ધારણા કરતા મોટી (રૂ. ૧૦,૫૦૦/–) નીકળી. તેમાંથી રૂ.૫૦૦/– કે રૂ. ૧૦૦૦/– જેવી સામૂહિક ભેટ આપી શકાઈ. આ સૌ યાત્રિકો ધન્યવાદને પાત્ર છે. તેમણે સૌએ રંગપરિવારના ઐકયની ભાવના સાર્થક કરી.

યાત્રા પ્રવાસનો નકશો, પ્રવાસીઓની યાદી બેઠક વ્યવસ્થા અને રોડ માર્ગના અંતર, આવવા જવાના સમયની રોજબરોજની નોંધ ઉપરાંત બસમાં ભજન–કીર્તન સ્તોત્ર પાઠ–સૂચનાઓ વગેરે સાંભળવાની તકલીફ ન પડે તે માટે યાત્રિક શ્રી શંભુભાઈ પટેલે સાઉન્ડ ઈકવીપમેન્ટની સારી સગવડ કરેલી તે માટે તેમના આભારી છીએ.

પૂ. બાપજીની અસીમ કૃપાથી કોઈપણ વિઘ્ન વગર સૌ યાત્રિકો સાજાનરવા હેમખેમ ૨૦ દિવસના અંતે આનંદ કિલ્લોલ કરતા સ્વસ્થાને પહોંચી પ્રવાસને યાદ કરી આજે પણ એકબીજાને જયારે મળે છે ત્યારે હરખાઈ ઉઠે છે. સમગ્ર પ્રવાસનું સંચાલન એવી વ્યકિતને સોંપવું જરૂરી હતું કે જે સમયપાલનના આગ્રહી હોય– બધાંને સમય પાલન કરાવી શકે. બધાને માન્ય હોય– તેમનું વચન ઉથાપી ન શકાય અને આવી વ્યકિત એક જ હતી અને તે હતા પૂ.શ્રીના ભકત શ્રી કાન્તિભાઈ દવે. એમણે લીધેલ કાળજીથી પ્રવાસ સુખમય બન્યો.

પ્રવાસના દરેક સ્થળો– રોડમાર્ગનું અંતર, સમય તેમજ દરેક સ્થાનના મહિમાની વાત આ સાથે સામેલ કરી હોઈ ભવિષ્યમાં જેની પણ ઈચ્છા થાય ત્યારે આ માહિતીનો લાભ લઈ પોતાની યાત્રા સફળ બનાવે તેવી ગુરુ મહારાજના ચરણે નમ્ર પ્રાર્થના.

**અંબાલાલ પટેલ**

# સંપાદકનું નિવેદન

તારાબેન અને અંબાલાલ પટેલના સુપુત્ર રંગભકત શ્રી જશભાઈ પટેલને પૂ.બાપજીએ કરેલી પ્રેરણા અનુસાર યોજાયેલા શ્રી દત્તધામયાત્રા પ્રવાસમાં જોડાવાનું મને સદ્ભાગ્ય સાંપડેલું. પ્રવાસના ૨૦ દિવસને અંતે પૂ.બાપજીએ કરેલી પ્રેરણા અનુસાર મેં સહયાત્રિકોને જણાવેલું કે દત્તધામયાત્રાના સ્થળોની વિગતવાર માહિતી શ્રીરંગ પરિવારને મળે અને અન્ય સૌ કોઈ સફળતાપૂર્વક યાત્રા કરી શકે તે હેતુ ધ્યાનમાં રાખી એક પુસ્તિકા તૈયાર કરીશ તેમજ સમગ્ર લખાણ આપણા સહપ્રવાસી વિદ્વાન મુ.શ્રી નવનીતભાઈ પાઠક (ગાંધીનગર)ને મોકલીશ અને તેમની સૂચના– માર્ગદર્શન અનુસાર આગળ વધીશ. મારી વિનંતી શ્રી નવનીતભાઈએ સહર્ષ સ્વીકારી અને તેમના વ્યસ્ત સમયમાં પણ સમગ્ર લખાણમાં ખૂટતી કડીઓ ઉમેરી– લખાણમાં જરૂરી પૂર્તિ કરી લખાણને અધિકૃત કરી આપવા તેમણે જે સમય ફાળવ્યો તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભારી છું. સમગ્ર લખાણ વાંચીને સૂચનો શ્રી ગુરુલીલામૃતના જ્ઞાનકાંડ , કર્મકાંડ અને ઉપાસનાકાંડના સમગ્ર દોહરાનું જેમણે ગદ્યરૂપાંતર કર્યુ છે અને જે પ્રકાશિત થયું છે. એવા વિદ્વાન ભકત શ્રી કુલીનભાઈ ઉપાધ્યાય અને શ્રી જશભાઈ પટેલે કર્યા છે તે માટે તેમનો પણ આભારી છું.

શ્રીદત્તધામ યાત્રા પ્રવાસ પુસ્તકનું સંપાદન કરવા હું નિમિત્ત બન્યો પરંતુ યાત્રા પ્રવાસના મુખ્ય પ્રણેતા શ્રી જશભાઈ પટેલ કે જેમના સહયોગથી ૨૦ દિવસનો દત્તધામ અને પાંચ જયોતિર્લિંગ યાત્રા પ્રવાસનો અલભ્ય લાભ સહુ યાત્રિકોને મળ્યો એવા બાપજીની દૃઢ ભકિતવાળા નિઃસ્વાર્થ ભકત શ્રી જશભાઈ વિશે પણ ઉલ્લેખ ન કરું તો હું નગુણો ગણાઉં.

શ્રી જશભાઈ પટેલ અને તેમનો પરિવાર અમેરિકામાં સ્થાયી થયેલો છે. પરંતુ છેલ્લા કેટલાક સમયથી બાપજીની ઈચ્છા અનુસાર શ્રી જશભાઈ અને તેમના ધર્મપત્ની શ્રીમતી કોકિલાબેન અમદાવાદ રોકાયા છે. શ્રી જશભાઈના પિતાશ્રી બાપજીના અનન્ય ભકતા હતા તેથી પિતાજીનો દત્તભકિત સંસ્કારનો વારસો શ્રી જશભાઈને મળ્યો છે. અમદાવાદમાં રોકાઈ શ્રીરંગભકત તરીકે નિઃસ્વાર્થ ભાવે કંઈક કરી છૂટવા ધૂણી ધખાવી. શ્રીરંગ અવધૂત બાપજીના ગુજરાતના મુખ્ય તીર્થસ્થાનોનું પરિભ્રમણ કરી રંગભકતો પણ આ તીર્થોથી માહિતગાર થાય તે ધ્યાનમાં લઈ ગુજરાતના શ્રીરંગ અવધૂતના તીર્થધામો– નારેશ્વર , દીવાબેટ, રાજપીપળા, લીંચ, ગોધરા, ગરુડેશ્વર, ગોરખટેકરી, માતર, ગાંધીનગર, પોર, સઈજ, સરખેજ, સોલા વગેરે તીર્થધામોની માહિતીસભર ત્રણ વિડીયો સીડી બહાર પાડી અને ભકતોને ઘેર બેઠાં બાપજીના દર્શનનો લહાવો આપ્યો.

બાપજીએ કૃપા કરી શ્રી જશભાઈમાં એક પછી એક સ્ફૂરણાના બીજાંકુર રોપવાનું ચાલુ રાખ્યું. ગુજરાત શ્રીરંગ દર્શન પછી દત્તધામોની યાત્રાનો વિચાર સ્ફૂર્યો. શ્રીરંગ અવધૂત પરિવાર, અમદાવાદના સક્રિય કાર્યશીલ મંત્રી ભકત શ્રી અંબાલાલભાઈ પટેલને કામગીરી સોંપી. શ્રી અંબાલાલભાઈએ ખૂબ ઉત્સાહપૂર્વક, કુનેહપૂર્વક યાત્રિકોને તૈયાર કરી તા. ૮–૨–૨૦૦૪ થી તા. ૨૮–૨–૨૦૦૪ સુધીના દિવસો માટે દત્તધામ અને પાંચ જ્યોતિર્લિંગ યાત્રા પ્રવાસનું આયોજન કર્યુ. યાત્રિકોની બસ સાથે શ્રી જશભાઈએ તેમના ધર્મપત્ની શ્રીમતી કોકિલાબેન, મુ.શ્રી નવનીતભાઈ પાઠક અને વિડીયોગ્રાફરની ટીમ સાથે પોતાની કારમાં ૫૦૦૦ કિ.મી. ઉપરાંતનો પ્રવાસ ખેડ્યો અને દરેક દરેક સ્થળની શક્ય બને તેટલી માહિતી મેળવી કચકડાની પટ્ટીમાં મઢી. પ્રવાસમાં જોડાયેલા યાત્રિકોને પણ રાહતદરે પ્રવાસ કરાવ્યો.

પ્રવાસ પૂરો થયા પછી સૌ ભકતો દત્તધામ પ્રવાસ માણી શકે તે ધ્યાનમાં રાખી, ઉંચી કક્ષાના સંગીતના કલાકારો, પ્રવકતા, સ્ટુડીઓને કામગીરી સોંપી દત્તધામ પ્રવાસની બે વિસીડી અને બાપજીના ભજન શ્રીરંગલીલામૃતના દોહરાની સંકલિત બે ઓડીયો કેસેટ અને સીડી ખૂબ સમયનો ભોગ આપીને તૈયાર કરાવી. આમાં શ્રી નવનીતભાઈ પાઠકે અને શ્રી કુલીનભાઈ ઉપાધ્યાયે પણ ખૂબ સહકાર આપ્યો. શ્રીરંગ અવધૂત મંદિર , સોલા – અમદાવાદ પરિવારને આ વિસીડી અર્પણ કરી.

શ્રી દત્તધામ પ્રવાસની વિસીડી સાથે સાથે યાત્રા પ્રવાસની સંપૂર્ણ માહિતીવાળી પુસ્તિકા પણ ભકતોને મળે એવા ઉંચા વિચારને ધ્યાનમાં લઈ શ્રીદત્તધામયાત્રા પ્રવાસ વર્ણનમાં પણ ઊંડો રસ લઈ પુસ્તકના પ્રકાશનમાં પણ તેમનું સૌજન્યપૂર્ણ યોગદાન મળ્યું છે તે માટે શ્રીરંગપરિવારના અમે સૌ યાત્રિકો અંતઃકરણપૂર્વક તેમના આભારી છીએ.

આ બધા કાર્યોમાં તન–મન–ધન ન્યોચ્છાવર કર્યા પછી પણ તેમનો યજ્ઞ અધૂરો છે. શ્રીરંગ અવધૂત પરિવાર જેને એટમબોમ્બ માને છે તેવી દત્તબાવની અને બાવનીના પ્રસંગો સાથેની કથા બાળકો પણ ચિત્રાંકન /નાટયાત્મક સ્વરૂપે સમજી શકે , જોઈ શકે તેવા ઉત્તમ ઉદ્‌ભવેલા વિચારથી વિસીડી તૈયાર કરાવવાની પ્રારંભિક તૈયારી શરૂ કરી છે. તદ્‌ઉપરાંત પૂ.બાપજીએ રચેલાં અવધૂતી આનંદનાં ભજનો પૈકી નકકી કરેલાં ૧૦૦ ભજનો , સ્તોત્રો અને શ્રીગુરુલીલામૃતના દોહરા પૂ. બાપજીએ નકકી કરેલા રાગમાં જ ગવાય તે માટે કલાકારોની ખોજ આરંભી છે અને તે પ્રોજેકટ બનતી ત્વરાએ ભકતોને બાપજીના ભજનો , સ્તોત્રો– સુમધુર કંઠમાં ગવાયેલ ભજનો સાંભળવાનો ઓડીયો–કેસેટ / સીડીનો લાભ મળશે.

આ બધી જ બાબતો પાછળ ફકત બાપજીની પ્રેરણા જ કામ કરી રહી છે. આ કાર્યો પાછળ તેમનો નિઃસ્વાર્થ ભાવ જ છે. આ કાર્યને કોઈ ધંધાદારી ન માની બેસે એટલા માટે આ સ્પષ્ટતા કરું છું તો તે અસ્થાને નહીં ગણાય. પૂ.બાપજીની અખંડ સ્તુતિ દેશ અને પરદેશના ભકતોમાં અને ભાવિ પેઢીમાં અકબંધ જળવાઈ રહે અને પ્રત્યેક રંગભકતના નિવાસે ગૂંજયા કરે તેવો ઉત્તમ વિચાર મનમાં રાખી તેઓ આ કાર્યો કરી રહયા છે. પૂ.બાપજી તેમને અખૂટ શકિત અર્પે તેવી અભ્યર્થના.

દત્તધામયાત્રા પ્રવાસના સૌ યાત્રિકો માટે આયોજકોએ મને સોંપેલી જવાબદારી નિભાવવામાં સૌ યાત્રિકોએ આપેલ અભૂતપૂર્વ સહકાર માટે સૌનો આભારી છું. છતાં પણ કોઈને મનદુઃખ થયું હોય તો ક્ષમા યાચું છું.

યાત્રા પ્રવાસ પુસ્તકના સંપાદન કાર્યમાં ઊંડો રસ લઈ પ્રેરણા પૂરી પાડનાર શ્રી અંબાલાલભાઈ પટેલ અને વિદ્વાન ભકત શ્રી કુલીનભાઈએ જે હૂંફ અને સહકાર આપ્યો છે તે વિસરી શકાય તેમ નથી.

મારા સંપાદનના લખાણને પુસ્તક સ્વરૂપે કોમ્પ્યુટરાઈઝડ કરવામાં , તેના પ્રૂફરીડીંગના કાર્યમાં શ્રી રવીશ રાજેન્દ્ર ઉપાધ્યાય– આણંદ અને શ્રી કુલીનભાઈ ઉપાધ્યાયનો તેમજ આ કાર્યનાં શરૂઆતના લખાણના પાનાં કોમ્પ્યુટરાઈઝડ કરી આપનારા ચિ. પ્રકાશ દવે તેમજ અન્ય કોઈએ આ કાર્યમાં મદદ કરી હોય તે સૌનો આભારી છું.

પુસ્તકના સંપાદનમાં રહેલી ત્રુટી એ મારી છે તે સમજી મારું ઘ્યાન દોરવા વાચકોને નમ્ર વિનંતી.


**સંપાદક**
કાંતિભાઈ દવેના વંદન સહ
શ્રી ગુરુદેવ દત્ત.

" આશુતોષ "
એ / ૧૧ રાધિકા સોસાયટી,
ઈસનપુર રોડ, મણિનગર, અમદાવાદ
ફોન :– ૦૭૯– ૨૫૩૯૯૭૪૧


નોંધઃ– બીજી આવૃત્તિનું પ્રકાશન થાય તે પહેલાં શ્રી જશભાઈ પટેલે પૂ.બાપજીના ભજનો–સ્તોત્રો જેવી અનેક વીસીડી/ઓડિયો સીડી તૈયાર કરાવી છે અને શ્રી રંગભકતોના નિવાસ સ્થાનમાં ગૂંજે છે. શ્રી જશભાઈ પટેલ અને તેમના ધર્મપત્નીના સદ્ભાવપૂર્ણ સંકલ્પની યાદી "શ્રી રંગ દિવ્ય કવન દર્શન "જુઓ પાન નંબર....

# દોહરા – " શ્રી ગુરુલીલામૃત "

## વિડીયો–ઓડીયો–સીડી કેસેટમાં ગવાયેલા દોહરા

**" શ્રી ગુરૂદત્ત પરંપરા ", " શ્રી ગુરુમહિમા " – વિડીયો–ઓડીયો–સીડી કેસેટમાં ગવાયેલા દોહરા**

### સ્મરણ માત્રે : અધ્યાય : ૮ દોહરા નંબર ૧૧૫ અને ૧૧૬

સ્મરણમાત્રે જે હરે, કષ્ટ સકળ તત્કાળ ;
દર્શન આપી ભકતને, એવો કોણ દયાળ ? ૧૧૫
ગુરુદેવ, ગુરુદેવ, ગુરુદેવ......

કેવળ દેખે ભાવને, નવ દેખે અવગુણ ;
નિગુર્ણ ; ભકિતવશ થયો, દેવ જેહ સગુણ ૧૧૬
ગુરુદેવ, ગુરુદેવ, ગુરુદેવ......

### ગંગા પાપ હરે

૧. ગંગા પાપ હરે, શશી તાપ, કલ્પતરૂ દૈન્ય ;
ગુરુદર્શન ક્ષણમાં હરે, પાપ તાપને દૈન્ય ૬૮/૧૫૫

૨. સદ્ગુરુ આશીર્વાદ જે વૃથા કેમ તે થાય ?
નિષ્ઠા જેવી અંતરે, ફળે તેવું જ પમાય ૬૭/ ૪૩

૩. જે કો શ્રી ગુરુને ભજે, વરે સકલ સંપદ ;
પાય પડે સિધ્ધિ સહુ, ન રહે નામ વિપદ. ૭૨/ ૮૧

૪. દેહભાવથી ગુઢતણો દાસ હું પદનિષ્ઠ ;
જીવભાવથી ગુરુ તણો અંશ સંનિષ્ઠ.

૫. આત્મ ભાવથી હું અને એકરૂપ ગુરુ તેમ ;
રાખી ભાવના એહવી જલતરંગવત્ એમ.

૬. બ્રહ્માનંદે મગ્ન તું રહી સર્વ વ્યવહાર ;
બાહ્યદૃષ્ટિથી દેહ સમ કર હવે નિર્ધાર. ૧૨૨/૧૧૩

૭. કારણ કે જનર્દષ્ટિથી, ત્યાગે સિધ્ધ શરીર ;
તો એ સર્વાંતરવિષે, રહે નિત્ય એ ધીર. ૧૨૨/૧૨૨

૮ ફાવે તેવી ભકિતપણ, અનુક્રમે એ જાણ ;
પરાભકિતમાં પરિણમે અંતે જાણ સુજાણ. ૪૪/૧૫

### સંગ છોડવો સર્વથા

૧ સંગ છોડવો સર્વથા, બને ન જો કદિ એમ ;
સંતસંગ કરવો સદા, તારે સંતો તેમ. ૩૩/૧૧

૨ કામ સર્વથા ત્યાગવો, બને એમ ના જાણ ;
મોક્ષ કામ વરવો સદા, કેવળ સૌખ્યનિધાન. ૩૩/૧૨

૩. કૃષ્ણ કૃષ્ણ કરતા થઈ ગોપી કૃષ્ણ સ્વરૂપ ;
ગુરુ ગુરુ કરતા શિષ્યનું , રહે ન પૂર્વસ્વરૂપ. ૧૦૬/૨

૪. હું –મારું બાળી વિભો , આત્મજયોતિ ઉજાળ;
જ્ઞાનખજાનો ખોલીને , દૈન્ય અજ્ઞતા ટાળ. ૧/૫૯

૫ લજ્જા તારે હાથ છે , હું તો નિમિત્તમાત્ર ;
જેમ હલાવે તે પ્રભો , ત્યમ્ હાલે આ ગાત્ર. ૧/૫૭

૬ કોણ મશક હું બાપડો , હોય ને જો ગુરુ સાથ ?
ક્ષમા કરો દોષો સહુ , આપો સજ્જન સાથ. ૧/૮૦

૭. કહું નિરંજન શું તને ? શ્રીગુરુકૃપા અગમ્ય;
વ્યાધિમાત્રની શી કથા ? નાશે દોષ અદમ્ય. ૬૮/૧૯૬

૮ કરો કૃપા ગુરુવર હવે , રાખો સ્મરણ અખંડ ;
ના ભુલું પદ આ કદિ , પડી જતા પણ પંડ. ૪૧/૧૫

## વંદુ વિઠ્ઠલ તાતને

૧ વંદુ વિઠ્ઠલ તાતને , સદ્ગુણની જે ખાણ ;
માતા રખુમાબાઈને , કરું કોટી પ્રણામ ૧/૮૩

૨ જેની શુભ આશિષથી તર્યો રંગ આ દીન ;
માતાપિતાચરણે થજો , ચિત્ત સદાય વિલીન. ૧/૮૪

૩ શ્રીપાદ શ્રીવલ્લભ નૃસિંહ સરસ્વતી તાર ;
વાસુદેવાનંદ સરસ્વતી અઘહાર. ૧૪૮/૨૭૪

૪ જય યોગીશ્વર જય નમું , પાવન તમ દર્શન,
ત્રિવિધ તાપ નાઠા સહુ , પૂર્ણ વિરામ્યુ મન. ૨/૨૯

૫. દયા ક્ષમા શાંતિ ધૃતિ દૈવી સંપદ જાણ ;
કરી પ્રાપ્ત સદ્ગુરુપદે , જાવું શરણ અમાન. ૧૬/૧૦૨

૬ ફ્લાભિમાન છોડી સહુ , કરતાં ધર્માચરણ ;
થતાં કૃપા ઈશ્વરતણી , થશે સદ્ગુરુદર્શન. ૧૬/૧૦૩

૭ સદ્ગુરુસ્મરણ કરે સદા , પૂજ્ય થાય નર તેહ;
ગુરુનામામૃત પાનથી જાય મરણ સંદેહ. ૩/૧૪૩

૮. જ્ઞાનપ્રપા ચાલુ કરી પીએ સુભાગી જન
રંગકૃપા ગુરુની થતા , થાય મુકત તત્ક્ષણ. ૧૦/૧૧૫

# દત્તબાવની

જય યોગીશ્વર દત્ત દયાળ ! તું જ એક જગમાં પ્રતિપાળ,
અત્ર્યનસૂયા કરી નિમિત્ત પ્રગટયો જગકારણ નશ્ચિત.
બ્રહ્માહરિહરનો અવતાર , શરણાગતનો તારણહાર ;
અંતર્યામી સત્ ચિત્ સુખ, બહાર સદ્ગુરુ દ્વિભુજ સુમુખ.
ઝોળી અન્નપૂર્ણા કરમાંહ્ય , શાંતિ કમંડલ કર સોહાય.
કયાંય ચતુર્ભુજ ષડ્ભુજ સાર , અનંતબાહુ તું નિર્ધાર. ૬.

આવ્યો શરણે બાળ અજાણ , ઊઠ દિગંબર ચાલ્યા પ્રાણ !
સૂણી અર્જુન[૧] કેરો સાદ , રીઝયો પૂર્વે તું સાક્ષાત્
દીધી ઋદ્ધિ સિદ્ધિ અપાર , અંતે મુકિત મહાપદ સાર.
કીધો આજે કેમ વિલંબ તુજ વિણ મુજને ના આલંબ[૨]! ૧૦.

વિષ્ણુશર્મ દ્વિજ તાર્યો એમ , જમ્યો શ્રાધ્ધમાં દેખી પ્રેમ.
જંભ દૈત્યથી ત્રાસ્યા દેવ , કીધી મ્હેર તેં ત્યાં તતખેવ.
વિસ્તારી માયા ; દિતિસુત[૩] ઈન્દ્રકરે હણાવ્યો તૂર્ત.
એવી લીલા કંઈ કંઈ શર્વ[૪] કીધી વર્ણવે કો તે સર્વ ? ૧૪.

દોડયો આયુ સુતને કામ , કીધો એને તે નિષ્કામ ;
બોધ્યા યદુ ને પરશુરામ સાધ્યદેવ પ્રહ્લાદ અકામ.
એવી તારી કૃપા અગાધ ! કેમ સુણે ના મારો સાદ ?
દોડ,અંત ના દેખ , અનંત ! મા કર અધવચ શિશુનો અંત ! ૧૮.

જોઈ દ્વિજસ્ત્રી કેરો સ્નેહ થયો પુત્ર તું નિઃસંદેહ.
સ્મર્તૃગામી કલિતાર કૃપાળ ! તાર્યો ધોબી છેક ગમાર.
પેટ પીડથી તાર્યો વિપ્ર , બ્રાહમણશેઠ ઉગાર્યો ક્ષિપ્ર[૫].
કરે કેમ ના મારી વ્હાર , જો આણીગમ એક જ વાર !!

૧. સહસ્ત્રાર્જુન ૨. આશરો ૩. દૈત્ય ૪. શિવ સ્વરૂપ ૫. ઝટ

શુષ્ક કાષ્ઠને આણ્યા પત્ર ! થયો કેમ ઉદાસીન અત્ર ?
જર્જર[1] વંધ્યા કેરા સ્વપ્ન કર્યા સફળ તે સુતના કૃત્સ્ન[2]
કરી દૂર બ્રાહ્મણનો કોઢ, કીધા પૂરણ એના કોડ ;
વંધ્યા ભેંસ દૂઝવી દેવ, હર્યું દારિદ્રય તેં તતખેવ. ૨૬.

ઝાલર ખાઈ રીઝયો એમ, દીધો સુવર્ણ ઘટ સપ્રેમ,
બ્રાહ્મણ સ્ત્રીનો મૃત ભરથાર કીધો સજીવન તેં નિર્ધાર !
પિશાચ –પીડા કીધી દૂર વિપ્રપુત્ર ઊઠાડયો શૂર.
હરી વિપ્રમદ અંત્યજ હાથ, રક્ષ્યો ભકત ત્રિવિક્રમ તાત ! ૩૦

નિમેષમાત્રે તંતુક એક, પહોંચાડયો શ્રીશૈલે દેખ !
એકી સાથે આઠ સ્વરૂપ, ધરી દેવ બહુરૂપ અરૂપ ;
સંતોષ્યા નિજ ભકત સુજાત, આપી પરચાઓ સાક્ષાત્
યવનરાજની ટાળી પીડ, જાતપાતની તને ન ચીડ. ૩૪.

રામકૃષ્ણરૂપે તેં એમ ; કીધી લીલાઓ કંઈ તેમ ;
તાર્યા પથ્થર ગણિકા વ્યાધ ! પશુપંખી પણ તુજને સાધ[3] !!
અધમ ઓધારણ તારું નામ, ગાતાં સરે ન શાં શાં કામ ?
આધિવ્યાધિ ઉપાધિ સર્વ ટળે સ્મરણમાત્રથી શર્વ[4]! ૩૮

મૂઠચોટ ના લાગે જાણ, પામે નર સ્મરણે નિર્વાણ,
ડાકણ શાકણ ભેંસાસુર, ભૂત પિશાચો જંદ અસુર ;
નાસે મૂઠી દઈને તૂર્ત, દત્તધૂન સાંભળતાં મૂર્ત.
કરી ધૂપ ગાએ જે એમ, દત્તબાવની આ સપ્રેમ;
સુધરે તેના બન્ને લોક, રહે ન તેને કયાંયે શોક !
દાસી સિધ્ધિ તેની થાય, દુઃખ દારિદ્રય તેનાં જાય ! ૪૪

---

૧. અતિવૃધ્ધ ૨. બંધા ૩. સાધુવૃત્તિવાળાં સારાં ૪. શિવ

બાવન ગુરુવારે નિત નેમ, કરે પાઠ બાવન સપ્રેમ;
યથાવકાશે નિત્ય નિયમ, તેને કદી ન દંડે યમ.
અનેક રૂપે એજ અભંગ, ભજતાં નડે ન માયા–રંગ
સહસ્ત્ર નામે નામી એક, દત્ત દિગંબર અસંગ છેક!! ૪૮

વંદું તુજને વારંવાર, વેદ શ્વાસ તારા નિર્ધાર!
થાકે વર્ણવતાં જયાં શેષ કોણ રાંક હું બહુ કૃતવેષ?
અનુભવતૃપ્તિનો ઉદ્‌ગાર[1] સૂણી હસે તે ખાશે માર!
તપસિ[2] તત્વમસિ એ દેવ બોલો જય જય શ્રીગુરુદેવ! ૫૨

---

૧ (૧) ઓડકાર (૨) વેણ  ૨. અમૃતલાલ મોદી–મોદીકાકા

# વંદના

ગુરુદેવ દત્ત દયાળ સ્વામી વંદના તુજને હજો ;
વિક્ષેપ દૂર થઈ બધા અમ ચિત્ત સ્થિર તુજમાં થાજો ! ....૧

અજ છતાં અવતાર ભકતો કારણે તેં આ ધર્યો ;
સત્ત્વાંશ વિધિહરિહરતણા થઈ એકરૂપ જગે સ્ફુર્યો ! ....૨

કંઈ એક મુખ કંઈ ત્રિમુખ તું નિર્ગુણ છતાં સાકાર હા ;
ધન્ય તપ મુનિ અત્રિનું શું મૂર્તિમંત ખડું અહા ! ...૩

દ્વિભુજ કંઈ કંઈ ચાર ભુજ, કંઈ દિવ્ય ષડ્ભુજ શોભતું ;
વિવિધાયુધે અવધૂત હે તુજ રૂપ ચિદ્રસ રેડતું ! ...૪

લીલા તહારી કો લહે ? જ્યાં વેદ પણ મૂગા રહ્યાં ;
થઈ શ્વાન નિત પાસે ખડા, આભા બની જોઈ રહ્યાં ! ....૫

કાષ્ઠવૃત્તિ પાવડી પર તું ખડો સ્થૂલે દિસે ;
પ્રવૃત્તિ નિવૃત્તિ પદો એ ભુકિતમુકિતમય લસે ! ....૬

યોગભૂમિ સ્મશાન એ ભકતોતણું નિજ ચિત્ત હા;
કામક્રોધ મડાં બળે બેઠો દિગંબર તું તિહાં ! .....૭

પંખી સ્વરૂપે શાસ્ત્રગણ કૂજન કરે તુજ તત્વનું ;
માખી પુરાણો ગણગણે ગુણ ગુણ કરી નિર્ગુણતણું ! ...૮

સાધના ગંગા નદી , સંતોષ કલ્પદ્રુમ તિહાં ;
બેઠો જઈ ઔદુંબરે એ, ના તુને અણુએ ઈહા[૧] ! ...૯

જ્ઞાનાગ્નિની જવાળા સમી શોભે જટા શિર શંકરી ;
સચ્ચિત્સુખાત્મક મુખ લસે આનંદમૂર્તિ એ નરી ! ..૧૦

---

૧. કામના

કનકગેરુ સંયમે રંગી ધર્યાં ભગવાં અહો ;
ઐશ્વર્યષડ્ ભુજષડ્ [1] થઈ શોભે નિરાકારી અહો ! ...૧૧

રુદ્રાક્ષમાળા કંઠમાં બ્રહ્માંડમાળા શું ન એ !
વ્યાપી બધે અદકો રહ્યો , ઠાલું ન એકે ઠામ એ ! ...૧૨

બાળી અહં ભભૂતિ [2]એ ચોળી તને [3] જગમાં ભમે ;
કંઈ ગુપ્ત કંઈ થઈ પ્રગટ તું અવ્યકત ચિહ્ન સદા રમે ! ...૧૩

અનિકેત આત્મક્રીડ તું , જાણે વિરલ જ્ઞાની તને ;
જોઈ રહે લક્ષ્યે સદા તુજ ધ્યાનમાં તુજ ચિંતને ! ...૧૪

અન્નપૂર્ણા ઝોળી એ , શોભે ખભે વિશ્વંભરી ;
પદ્મા [4] કરે પદ્મે [5] વસે , ગાયત્રી ગૌ પડખે ખડી ! ..૧૫

ગિરનારના દાતાર હે ગોરક્ષગર્વનિવારણા ;
કલિતાર નૃસિંહસરસ્વતી નિજભકતમાનસરંજના ! ...૧૬

ઢૂંઢું કુરવપુરમાં તને શ્રીપાદવલ્લભરૂપ હે ?
વા વાડી ઔદુંબર વિષે વા ગાણગાપુરમાં કહે? ...૧૭

જાઉં અકકલકોટમાં શું સ્વામીરાજ હશે તિહાં ?
માણિકપુરે પ્રભુ પાસ વા, માહુરગઢે વા કે કહાં ? ...૧૮

યતિવર કને ગરુડેશ્વરે વા જાઉં વાસુદેવની ?
વા અન્ય નૂતન વેષથી તું કયાં ફરે કે ' હે મુનિ ! ..૧૯

પણ શું લવું આ ? કયાં ન તું ? જયાં ત્યાં રહ્યો વિલસી બધે ,
દેખે ન અંધો શું કરું શ્રધ્ધાવિહોણો રંગ એ ! ..૨૦

જય દત્ત હે ! જય દત્ત હે ! જય દત્ત હે ! તુજને નમું ,
મૌને વિરામી વૈખરી [6] જોઈ તને સઘળે રમું ! ...૨૧

---

૧. છ હાથ ૨. ભસ્મ ૩. શરીરે ૪. લક્ષ્મી ૫. કમળમાં ૬.વાણી

# દત્તધામ પ્રવાસ

## (૧) સોલા

દિવ્યગિરિ–સોલાના દિવ્યધામમાં શ્રીનાથજીને લીલા કરવી હશે તે ભાગવત માર્તંડ પૂ. કૃષ્ણશંકર શાસ્ત્રીજી દાદાજીના મનમાં મનોરથ જાગ્યો. શ્રીનાથજી તીર્થધામ જેવું દિવ્ય અને પવિત્ર ધામ ગુજરાતમાં નિર્માણ કરવું. સ્થળોની તપાસ શરૂ થઈ. પ.પૂ. રંગ અવધૂત મહારાજ (નારેશ્વર) તરફનું ખેંચાણ ખૂબ. ભકિતભાવ ઉંડો એટલે બધી હકીકત જણાવે. પૂ.શ્રીએ કહયું કે શાસ્ત્રીજી ! ચિંતા ન કરશો. ભગવાન સામેથી અપાવે તે જમીન સ્વીકારજો.

૧૩ માર્ચ, ૧૯૬૭ના રોજ ભાગવત વિદ્યાપીઠના ખાતમુહૂર્ત પ્રસંગે પધારવાનું પૂ.શ્રીને આમંત્રણ આપ્યું. એના જવાબમાં અવધૂતજીએ જણાવ્યું કે : ‘‘ માતાજીની આજ્ઞા છે કે મારે રાત્રિ નારેશ્વરમાં ગાળવી, એટલે ખાતમુહૂર્તનું કાર્ય દેવકાર્ય છે એમ માની કાર્ય કરશો. માતાજીની આજ્ઞાવશ હું લાચાર છું. ’’

એના જવાબમાં પૂ. શાસ્ત્રીજીએ પોસ્ટકાર્ડ વ્દારા એક લીટીનો જવાબ લખ્યો : ‘ આપ સમર્થ ને લાચાર છો તો હું તો સામાન્ય નિરાધાર છું. ’ પૂ. શાસ્ત્રીજીનો ભાવ સમજી પ.પૂ. અવધૂતજીએ માતૃઆજ્ઞાનું પાલન કર્યું અને મોટરનો પ્રવાસ અનુકૂળ ન હોવા છતાં એકદમ વહેલી સવારે મોટર વ્દારા અમદાવાદ આવવા નીકળ્યા અને ખાતમુહૂર્તના પ્રસંગમાં હાજર રહી પૂ.શાસ્ત્રીજીને આનંદ આપ્યો.

ખાતમુહૂર્ત પત્યા પછી પૂ. શાસ્ત્રીજી પ.પૂ.બાપજીને લઈને વિશાળ ખેતરમાં ફર્યા અને પાણી માટે ‘ બોરીંગ ’ કયાં કરવું એવું પૂછતાં પ.પૂ.બાપજીએ જે સ્થળ બતાવ્યું ત્યાં જ બોરીંગ કરતાં અઢળક જળ મળ્યું. આ સ્થળે જ પૂ.શ્રીનું મંદિર આજે શોભે છે.

શ્રીરંગ મંદિર , સોલાનો ઈતિહાસ પણ દિવ્ય છે. પ.પૂ.શ્રીરંગ અવધૂતજીએ તા. ૧૯–૧૧–૧૯૬૮ના રોજ હરિવ્દારમાં દેહલીલા સમાપ્ત કરી. તા. ૨૧–૧૧–૧૯૬૮ના રોજ એમના પાર્થિવ દેહનો નારેશ્વરમાં અંત્યેષ્ટિ સંસ્કાર થયો.

પૂ.શ્રીના વિયોગમાં ઝૂરતા અને આક્રંદ કરતાં ભકતોને અવલંબન મળે એ હેતુથી નારેશ્વરમાં પૂ.શ્રીનું સમાધિમંદિર સ્થાપવાનું વિચારાયું અને એ વિચાર મુજબ તા. ૩૧–૧–૧૯૭૧ના રોજ વસંતપંચમીના દિવસે મૂર્તિની પ્રાણ પ્રતિષ્ઠા થઈ.

ભગવાન જયારે લીલા કરે છે ત્યારે તે કેવી અદ્ભુત હોય છે એનો અનુભવ આ નિમિત્તે થયો. એકબીજાની જાણ બહાર બે ભકતોએ જયપુરમાં પૂ.શ્રીની મૂર્તિ તૈયાર કરવાનું કામ જુદા જુદા શિલ્પીને સોંપ્યું. મૂર્તિ તૈયાર થયાં પછી ભકતોને ખબર થઈ કે બે મૂર્તિ તૈયાર થઈ છે. બન્ને શિલ્પીઓએ એક જ તસ્વીર ઉપરથી મૂર્તિનું નિર્માણ કર્યુ હતું.

આ બે સ્વરૂપોમાંથી એક સ્વરૂપ નારેશ્વરમાં બીરાજ્યું અને બીજું સ્વરૂપ સોલામાં રંગ મંદિરમાં બીરાજ્યું. બન્ને મૂર્તિ નારેશ્વર પહોંચી. એકની ત્યાં પ્રાણ પ્રતિષ્ઠા થઈ અને બીજી મૂર્તિ તા. ૧૩–૩–૧૯૭૧ના રોજ સોલા આવી જે વડની નીચે આવેલા હનુમાનજીના મંદિરે બીરાજી.

પાંચેક વર્ષ સુધી એ સ્થળે ઉત્સવો થયાં. તા. ૫–૨–૧૯૭૬ના રોજ શ્રીરંગ મંદિર, સોલામાં મૂર્તિ પધરાવાઈ. આ મૂર્તિનું દર્શન મૂર્તિ તરીકે જ સ્થાપન થયું. આ શુભપ્રસંગે સુરતના સંનિષ્ઠ રંગભકત મુ.ચંદ્રકાન્ત શુકલના આચાર્ય પદે દત્તયાગ થયો, શ્રીગુરુલીલામૃતના ૧૦૮ સપ્તાહ પારાયણો થયા અને પ્રવચનો તથા કવિ સંમેલન પણ થયાં.

આ મૂર્તિ પ્રતિષ્ઠા કાર્યમાં બીલીમોરાના રંગભકત સ્વ.ડાહ્યાભાઈ મિસ્ત્રીનો ઉત્સાહ કેન્દ્રમાં હતો. ધીરે ધીરે રંગમંદિર, સોલાની દિવ્યતા વિસ્તારતી ગઈ અને હવે એ મંગલધામ થઈ ગયું છે.

આવા તીર્થધામથી તીર્થ પ્રવાસનો મંગલ પ્રારંભ થયો.

આવા દિવ્યગિરિ ધામ–સોલાથી યાત્રા શરૂ કરતાં પહેલાં મુ.જશુભાઈને પૂ. પ્રેમઅવધૂતજીના આશીર્વાદ મળ્યા. એમના સહયોગથી આ યાત્રા પ્રવાસ યોજાયો હતો. રવિવારની સવારે ભગવાનની આરતી કરી ભગવાનના આશીર્વાદ મેળવી પ્રવાસની શરૂઆત કરી.

સદ્‌ગુરુ આશીર્વાદ જે વૃક્ષા કેમ તે થાય ?
નિષ્ઠા જેવી અંતરે ફળ તેવું જ પમાય.

## (૨) નારેશ્વર

‘ મારૂં નારેશ્વર છે રૂડું નંદનવન નહીં રે આવું.’ ‘‘ ચારધામ , સાતપુરીને બાર જ્યોતિર્લિંગોની સહુયાત્રાનું પુણ્ય નારેશ્વરને વ્દાર છે. ’’

નંદનવનની સરખામણીમાં ચઢીયાતુ લાગે એવું નારેશ્વર પૂ. શ્રીરંગ અવધૂતની તપોભૂમિ પર દૃષ્ટિ કરીએ તો ગોધરામાં પૂ. શ્રી વિઠ્ઠલપંત અને રુકમામ્બાની કુખે જન્મેલા પાડુંરંગ (સંવત ૧૮૫૫ કારતક સુદ–૯) એ આપણા પૂ.રંગ અવધૂત પાંચ વર્ષની ઉંમરે પિતાનું શિરછત્ર ગુમાવ્યું. પૂ. રુકમામ્બાએ ત્રણ વર્ષના નારાયણભાઈ અને પાંચ વર્ષના પાંડુરંગને કઈ રીતે ભણાવી ગણાવી તૈયાર કર્યા એ કલ્પના બહારની વસ્તુ છે. ફકત ‘ગુરુ કૃપા – ભગવદ્‌કૃપા ’ એ જ આ શકય બન્યુ. પૂ.પાંડુરંગ અને નારાયણભાઈ બન્ને સ્નાતક થયા. નારાયણભાઈએ મુંબઈમાં શિક્ષકની નોકરી સ્વીકારી ત્યારે પાંડુરંગને વિદ્યાપીઠના

સ્નાતક થયા બાદ સાધન ભજનનો વિચાર આવતાં નાનપણમાં 'પોથી વાંચ ' અને 'ઈન્દ્રવર્ણામાં થયેલ શ્રીદત્તપુરાણના પારાયણ કર' ના આદેશના પાલન માટે અને શ્રીદત્તપુરાણના પારાયણો કરવા યોગ– તપ– સાધન– ભજન માટે યોગ્ય સ્થળની શોધ શરૂ કરી. હિમાલય જવાનું પણ વિચાર્યુ પણ આપણા બધાનાં સદ્ભાગ્યે થોડા મહાપુરુષોએ સલાહ આપી કે હિમાલય કરતા નર્મદા કિનારો આપને માટે સારો છે.'' **જઈ શીઘ્ર રેવાતટે કરો ક્રમે અભ્યાસ, કારણ યોગાભ્યાસને નર્મદા તટ ખાસ હવા પાણીથી સર્વથા છે અનુકૂળ સદાય.**'' અને નર્મદા કિનારે અનુકૂળ સ્થળની શોધ શરૂ કરી. પૂર્વમિત્ર શ્રી રતનલાલ ત્રિપાઠી રણાપુર પાઠશાળામાં શિક્ષક હતા. એમણે સૂચવેલા સ્થાનના સંદર્ભમાં રણાપુર ગયા તો ત્યાં શ્રી હરગોવિંદદાસ સોનીનો ભેટો થયો. સાધના માટેના સ્થળની વાતના સંદર્ભે તેઓએ નારેશ્વરનો ઉલ્લેખ કર્યો. સાથે સાથે ત્યાંની નિર્જનતા– સ્મશાન ભૂમિ – ભયાનકતાનું પણ વર્ણન કર્યુ. પૂ.શ્રી પાડુંરંગ તરત જ સ્થળ જોવા ગયા અને દિવ્યભૂમિનું ગજબનું આકર્ષણ થયું. ભયાનકતામાં દિવ્યતા ભાળી અને રાત્રી રોકાણ ત્યાં જ કર્યુ. સાથીદારો લીલોડ –રણાપુર પરત આવ્યા. રાત્રે અદ્ભુત અનુભવ થયો અને ત્યાંજ નારેશ્વર મહાદેવના પ્રાંગણમાં જ અડંગો લગાવવાનું નકકી કર્યુ. ૧૯૨૫ના ડિસેમ્બરથી ત્યાં કાયમી વાસ્તવ્ય કર્યુ. સંવત ૧૯૮૨ના માગસર વદ ચોથના રોજ પ્રથમવાર આસન મૂકયું.

નારેશ્વરનો જરા પૂર્વ ઈતિહાસ જોઈએ. પૂર્વ કાળમાં ભગવાન ગણપતિએ મહાદેવજીને પ્રસન્ન કરવા આ જગ્યાએ તપ કરેલું. આશુતોષ પ્રસન્ન થયા. વર આપ્યો. દર્શન સમયે મહાદેવજીએ કોડીઓની માળા પહેરેલી. આથી નામ રાખ્યું. કર્પદિશ્વર –લિંગની સ્થાપના ગણપતિએ કરેલી. સમયાન્તરે નર્મદામાં અવારનવાર આવતા પુરથી મંદિર દટાયું અને લિંગ પણ દટાયું. વર્ષો વિતી ગયાં. સાયર ગામના જમીનદાર નારોપંતને સ્વપ્ન દૃષ્ટાંત થયો. દટાયેલું લિંગ બહાર કાઢી સ્થાપના કરવાનો આદેશ થયો. નારોપંતે શુભસ્ય શિઘ્રમ '' સ્વપ્નમાં બતાવેલ જગ્યા શોધી. શોધ બાદ લિંગના દર્શન થયાં. નાનુ સરખુ મંદિર બનાવી લિંગની સ્થાપના કરી ઉત્સવ કર્યો.'' ગ્રામજનોએ નારોપંતની સ્મૃતિ કાયમ રાખવા મહાદેવને નારેશ્વર નામ આપ્યું. ત્યારથી આ સ્થાન નારેશ્વર મહાદેવથી ઓળખાતું– થોરની ગીચ ઝાડી– આજુબાજુના ગામોનું સ્મશાન અહીંયા પાડુંરંગે દિવ્યતા નીહાળી અને સ્થળની કાયાપલટ શરૂ થઈ.

શ્રી પાંડુરંગને આજુબાજુના લોકો શરૂઆતમાં બાવો, મહારાજ અને બાપજી તરીકે ઓળખતા. તપ વધ્યું–સ્થાન તો દિવ્ય હતું જ. સોનામાં સુગંધ ભળી. પૂ.બાપજીએ ગરુડેશ્વર માટે કહેલા શબ્દોમાં ફેરફાર કરી કહીએ તો

યત્પાદપાંશુના જાતં નારેશ્વરમીતિહ્ત ।
ભૂવૈકુંઠં સમાખ્યાતં પાંડુરંગ નમોડસ્તુતે ॥

૧૯૨૫ થી ૧૯૬૮ ૪૩ વર્ષનો સુવર્ણયુગ. ભકતોએ જે જોઈએ તે મેળવ્યું. એકાંત–નિર્જન ભયાનક નારેશ્વરમાંથી માનવ મહેરામણથી ઉભરાતા નારેશ્વરની કાયાપલટ થઈ ગઈ. પૂ.બાપજી ૧૯૬૮માં બ્રહ્મલીન થયા. સામાન્યતઃ મહાપુરુષના દેહ વિલય પછી ધીમે ધીમે સ્થળ લુપ્ત થતુ જાય. જયારે અહીંયા તો ઉત્તરોત્તર દિનપ્રતિદિન ભવ્યતા વધતી જાય છે. આજે ૩૬ વર્ષે જો આટલી ભવ્યતા છે. તો હવે પછી કયાં પહોંચશે ?

આજે તો .....

નારેશ્વર મહાદેવ, મૂળ ગુફા , શાંતિનિકુંજ, બોધી લીમડો, પ્રાર્થનામંદિર, સંગ્રહસ્થાન, જુની ધર્મશાળા, ભવ્ય શતાબ્દિ દરવાજો– શ્રીરંગ મંદિર, માતૃમંદિર, માતૃશૈલ, બુચીયાનું સમાધિસ્થાન– ભકત નિવાસો અદ્ભુત છે. આશ્રમની બહાર હમણાંજ ડૉ. ઈન્દુભાઈ વ્દારા શરૂ થયેલ "શ્રીરંગ સેવાસદન" પોતાની આગવી રીતે લોકહૃદયમાં સ્થાન મેળવે છે.

નજીકમાં ગોરખટેકરી અને રુકમાવન (દિવાબેટ) પૂ.શ્રીની ગરીમામાં વધારો કરે છે. શ્રીરંગ મંદિરના દૈનિક કાર્યક્રમમાં સેંકડો લોકો ભાગ લે છે. લગભગ દરરોજ પાદુકાપૂજન તથા ભંડારો હોય છે અને ઉત્સવ સમયે તો ભકતોનો ઉત્સાહ અનેરો હોય છે.

નારેશ્વરના વિકાસમાં પૂ. માજી નિમિત્ત બન્યાં. શ્રી નારાયણભાઈના અવસાન બાદ તેઓએ અહીંયા જ વાસ્તવ્ય કર્યુ અને નારેશ્વરનો વિકાસ વધ્યો. પૂ.માજી અહીંયાં ન રહયાં હોત તો પૂ. બાપજી પણ કદાચ અહીંયાં ન રહેત અને નારેશ્વરનો વિકાસ આટલો ન થાત.

અત્યારે તો નારેશ્વર રંગભકતોનું સ્વર્ગ છે. તન–મનના સંતાપો અહીં શાંત થાય, શાતા વળે અને ભકતો પોતાની બેટરી ચાર્જ કરીને પાછા સંસારમાં જાય. આમ નારેશ્વર રંગ ભકતોનું બેટરી ચાર્જીંગ સ્ટેશન કહી શકાય.

વડોદરા જિલ્લામાં વડોદરાથી ૬૦ કિ.મી. દૂર નર્મદા કિનારે આવેલું આ તીર્થક્ષેત્રનું દિવ્ય વાતાવરણ અવર્ણનિય છે. ભરૂચ– રાજપીપળાથી પણ નજીક પડે.

યાત્રા પ્રવાસીઓ તા.૦૮–૦૨–૨૦૦૪ ના રોજ સવારે ૧૦–૩૦ વાગ્યે સોલાથી નારેશ્વર પહોંચ્યા– તુરત જ સ્નાન – દર્શન – ભજન– ધ્યાન – પાઠ પૂજા કરવા લાગ્યા. સાથે આવેલા વીડીઓગ્રાફરે સ્થળને કંડારવાનું શરૂ કર્યુ. શ્રીરંગ સેવા સદનમાં પ્રસાદ લઈ પ્રવાસ અનસૂયા આશ્રમ તરફ આગળ ચાલ્યો.

## (૩) અનસૂયાશ્રમ

''રેવા એરંડી તણો સંગમ ત્યાંય પવિત્ર ;
ગુર્જર દેશે ત્યાં રહયા, આશ્રમ કરી સુચિત્ર.''

(ગુ.લી.અ.૫ દો.૪૬)

બ્રહ્માજીના સાત માનસપુત્રો પૈકી અત્રિ બીજા ક્રમના પુત્ર જે બ્રહ્માજીના નેત્રમાંથી ઉત્પન્ન થયેલા. આવા જ બીજા, બ્રહ્માજીના ઉત્પત્તિ કરેલ સાત પ્રજાપતિમાંના કર્દમ ઋષિ. અત્રિ ઋષિએ બ્રહ્મચર્યની સમાપ્તિ કરી અને બ્રહ્માજીની આજ્ઞાથી કર્દમ ઋષિની નવ કન્યાઓમાંની અનસૂયા સાથે લગ્ન કર્યાં. પિતાશ્રીની આજ્ઞા લઈ પતિપત્ની ઋક્ષ કુલાચલ શિખર ઉપર સાધન ભજન માટે આવ્યાં. પરમ તત્વનું, શ્રી હરિનું ધ્યાન કરતાં વરસો વિત્યાં અને એક શુભપળે બ્રહ્મા–હરિ–હર પ્રત્યક્ષ થયા. મુનિશ્રીએ નમ્રતાથી પૃચ્છા કરી કે મેં તો પરમ તત્ત્વનું એકનું ધ્યાન કરેલું. આપ ત્રણ કોણ છો ? દેવોએ સમજાવ્યું અમારાં શરીર ત્રણ છે પણ, અમો એકજ છીએ. અત્રિએ પ્રાર્થના કરી. ત્રિમૂર્તિ પ્રસન્ન થયા. **" આપ્યુ પ્રીતે જા તને, આજ આત્મવરદાન , થાશે દૈવી પુત્રને કરશે કીર્તિ અનુપ."** દેવો અંતર્ધાન થયા અને ઋષિ–ઋષિ પત્ની ઋક્ષ– કુલાચલ પર્વત ઉપરથી નીકળી નર્મદા કિનારે આશ્રમ બાંધીને રહયા. અવ્દૈતોપાસન– હંસોપાસન કરતાં પતિ પત્ની બ્રહ્મા હરિહરની આરાધના કરતાં રહયાં. દેવો કોઈનું તપ જોઈ શકતા નથી. તેમના મનમાં ભય જાગ્યો અને તે દૂર કરવા શ્રીહરિને પ્રાર્થના કરી.

" સૂણી પ્રાર્થના શ્રીહરિ કરે સ્વગત વિચાર
અત્ર્યનસૂયામન વિષે, વસે ન સ્વર્ગ લગાર."

(ગુલી.અ.૫ દો ૬૬)

આમ છતાં દેવતાઓનો ભય દૂર કરવા વિચાર કરતા હતા, ત્યાં ઉમા રમા સાવિત્રીનું વ્યર્થ અભિમાન યાદ આવ્યુ અને સત્વહરણની આખી યોજના નારદના માધ્યમથી અમલમાં મૂકી. ત્રણે વિભૂતિઓ અનસૂયાશ્રમમાં આવ્યા અને સત્વહરણ કરતાં બાળકો બની ગયા તે પ્રસંગ જાણીતો છે.

" પ્રસન્ન થઈ દેવો વદે : માગો ઈપ્સિત એમ,
આપ્યું જે અમ શકિતએ, તે પણ અમને માન્ય,
માગો બીજું જે કંઈ તે પણ અમને માન્ય. "

(ગુ.લી.અ.૭ દો.૩૨)

અહીંયાં પ્રસન્ન દામ્પત્યની ઝાંખી થાય છે. અત્રિ, અનસૂયાને વર માગવા કહે છે એટલે અનસૂયા બોલ્યા કે :

" માતા દેવ કહી મુને કરો અમર એ નામ
એજ યાચના અન્ય ના ઈપ્સિત ઉરમાં કામ."

(ગુ.લ.અ.૭ દો ૩૭)

શાંડિલિનીની આજ્ઞાથી સૂર્યોદય થતો ન હતો. આ સંકટ નિવારવા દેવો સાથે અત્રિ–અનસૂયા પ્રતિષ્ઠાન આવ્યા. શાંડિલિનીને સમજાવી. સૂર્યોદય કરાવરાવી બન્ને જણા માહૂરગઢ આવ્યા.

અહીંયા ભગવાન દત્ત–ચંદ્ર દુર્વાસાનો જન્મ થયો.

" સ્વવિભૂતિમાસ જે માર્ગશીર્ષ ઉત્તમ
ચતુર્દશીયુત પૌર્ણિમા લગ્ન ઉત્તમોત્તમ
બુધવાસર વાસરમણી મૃગ નક્ષત્ર એમ
પ્રદોષ સમયે પુત્ર એ થયા ત્રિમૂર્તિ તેમ."

(ગુ.લી.અ.૮ દો.૩૨–૩૩)

આજે પણ અનસૂયાશ્રમનો મહિમા ઘણો છે. હજારો લોકો દર્શને આવે છે. ત્યાંની માટી લગાવી સ્નાન કરવાથી કોઢ મટે છે. અનસૂયા મંદિર – દત્તમંદિર– રહેવાની માટે ધર્મશાળાની તથા બીજી બધી વ્યવસ્થા છે.

વડોદરાથી ડભોઈ મોટા ફોફલીયા થઈ અનસૂયાશ્રમે પહોંચાય છે. વડોદરા થી લગભગ ૫૦ કિ.મી. થાય.

યાત્રાળુ બસ અને ગાડી નારેશ્વરથી કુરાલી, સાધલી સેગવા , મોટાફોફલીયા થઈ ઝાંઝડ– અનસૂયાશ્રમે પહોંચ્યા– માતાજીના દર્શન કર્યા. શ્રીદત્તમંદિરમાં શ્રીદત્તબાવની–વંદનાના પાઠ કર્યા. સાંજે લગભગ પાંચ વાગે ગરુડેશ્વર જવા રવાના થયા. વિડીઓગ્રાફરોએ તેમની આગવી સૂઝ પ્રમાણે તેમનું કામ પતાવ્યું.

## (૪) ગરુડેશ્વર

" ત્યાંથી ( શૂળપાણેશ્વર) દત્તાજ્ઞાથકી ગરુડેશ્વરમાં તેહ
આવી મુકામ કરે, પ્રભુ (પૂ.સ્વામી મહારાજ) ઠેઠ સુધી સસ્નેહ."

પૂર્વકાળમાં ગજાસુર નામનો રાક્ષસ હતો તેણે હાથીનુ રૂપ ધારણ કરી, ગરુડની સાથે યુધ્ધ કર્યુ અને ગરુડે તેને મારી નાખ્યો. એના હાડકાં ત્યાં પર્વત પર પડેલાં. જે વર્ષાકાળમાં વરસાદ આવતાં ઘસડાઈને નર્મદામાં પડયાં. આથી તરતજ દૈત્યને મુક્તિ મળી અને દિવ્ય સ્વરૂપ ધારણ કર્યુ. સ્થળનો આવો મહિમા જાણી ગજાસુર કે જેણે દિવ્ય સ્વરૂપ ધારણ કર્યુ હતું, તેણે ભગવાન શંકરની તપશ્ચર્યા કરી. આશુતોષ પ્રસન્ન થયા. ગજાસુરે વરદાન માગી સ્થાનનું મહત્વ વધારવા કહયું. વળી પોતાનું ચર્મ પણ ધારણ કરવાનું માગ્યું સ્થાનનો મહિમા ખૂબ જ વધશે તેવું પણ ભગવાને વરદાન આપ્યુ. ગરુડની યાદમાં ગરુડેશ્વર અને ગજાસુરનું મૃત્યુ થયેલું તેની કરોટી (ખોપરી)ની યાદમાં કરોટેશ્વર લિંગ સ્થપાવ્યા. આ બન્ને લિંગોની દક્ષિણાભિમુખ બેસીને પૂજા કરશે તેના દુઃખો દૂર થશે, નર્મદાસ્નાન– પિતૃતર્પણ– બ્રાહમણ ભોજન ફળદાયી થશે તેવુ પણ વરદાન આપ્યુ અને ગણોમાં મુખ્ય બનાવ્યો.

અહીંથી નજીક જ જે સ્થળે નારદજીએ તપ કરેલું તે સ્થળ છે. નારદનું તપ જોઈ હરિહર પ્રસન્ન થયા. આ સ્મૃતિમાં નારદજીએ ભગવાન શંકરનું લિંગ સ્થાપ્યુ અને નારદેશ્વર નામ આપ્યું. આ જગ્યાએ પૂ. સ્વામી મહારાજ દરરોજ સ્નાન સંધ્યા માટે જતા. પૂ. બાપજીએ પણ ગરુડેશ્વરનું વર્ણન કરતાં " ભૂવૈકુંઠ " કહયું છે.

આ સ્થાનમાં પૂ.સ્વામી મહારાજ પધાર્યા (સન ૧૯૧૩) અને ચાર્તુમાસ કર્યુ. અનેક લીલાઓ કરી. અંતકાળ નજીક આવતાં તેમણે વિચાર્યુ કે આ દત્ત ભગવાનની મૂર્તિ હવે વાડી કે ગાણગાપુર મોકલાવી દઉ. પૂ. ગાંડા મહારાજને બોલાવી વાત કરી ત્યાં, તે જ રાત્રે સ્વપ્ન દ્દષ્ટાંત થયું કે મૂર્તિની સ્થાપના અહીંયાં જ કરો. મંદિર બનાવો. આ સ્થળ પુણ્યદાયી છે. નરસોબાવાડી, ગાણગાપુર જેવું જ મહત્વ ભવિષ્યમાં આ સ્થળનું થશે. બીજે દિવસે પૂ.ગાંડા મહારાજ મૂર્તિ લેવા આવ્યા ત્યારે પૂ.સ્વામી મહારાજે સ્વપ્ન દૃષ્ટાંતની વાત કહી. પછી તેઓ બહાર ગયા. દરમિયાન પૂ.ગાંડા મહારાજે દત્ત ભગવાનની પ્રેરણાથી મંદિર માટે દાન મેળવવા વિનંતીપત્ર તૈયાર કર્યો. પૂ.ગાંડા મહારાજની તબિયત બરાબર ન હોવાથી તેઓને ભરૂચ પાછા મોકલ્યા. પૂ. ગાંડા મહારાજના ગયા બાદ પૂ.સ્વામી મહારાજે વિનંતીપત્ર જોયો. તેમણે કહયું કે મારી ઉપસ્થિતિમાં કોઈ બાંધકામ ન થાય તેવી મારી ઈચ્છા ભગવાનને ગમી નથી આથી તેમણે ગાંડાને આ પ્રેરણા કરી. તરતજ તેઓએ મંદિરનું ખાત મુહૂર્ત કર્યુ. આ પછી નાનુ અને ત્યારબાદ મોટું મંદિર બાંધવામાં આવ્યું. શ્રીદત્તમંદિરમાં ભગવાન દત્ત, ભગવાન

શંકરાચાર્ય અને સરસ્વતી માતાની મૂર્તિ છે. તેઓશ્રીએ જયાં સમાધિ લીધી ત્યાં સન ૧૯૩૭માં મહાદેવજીના સરસ લિંગની સ્થાપના પૂ. રંગઅવધૂત બાપજીના હસ્તે થઈ છે. આ મંદિર સમાધી મંદિર તરીકે જાણીતું છે.

પૂ.રંગ અવધૂત બાપજીએ જયાં નિવાસ કર્યો હતો ત્યાં સરસ રંગકુટિર બનાવી ત્યાં તેઓશ્રીની પાદુકાજી પધરાવી છે.

વળી ગરુડેશ્વરમાં કરોટેશ્વર, નારદેશ્વર ઉપરાંત નાના મોટા થોડાં મંદિરો પણ થયા છે. સામે તટે ઈન્દ્રવરણા મહાદેવ છે કે જયાં પૂ. બાપજીને શ્રીદત્તપુરાણના પારાયણ કરવાનો આદેશ થયેલો તે સ્થળ જોઈ શકાય છે.

ગરુડેશ્વર પ્રસાદી લઈ યાત્રા / પ્રવાસ આગળ નાસીક તરફ રાત્રી પ્રયાણ કર્યુ.

## (૫) નાસીક

યાત્રા / પ્રવાસ ગરુડેશ્વરથી રાત્રે દસેક વાગ્યાની આસપાસ નીકળી રાજપીપળા–અંકલેશ્વર– સાપુતારા રોડ માર્ગે સવારે નાસિક પહોંચ્યા. મુંબઈ કલ્યાણ રેલમાર્ગે પણ નાસિક જવાય છે.

નાસિક એ પુરાણ પ્રસિધ્ધ સ્થળ છે. અહીંયા બાર વર્ષે કુંભ મેળો ભરાય છે. ભગવાન રામ પણ વનવાસ દરમિયાન અહીંયાં પંચવટીમાં રહેલા. આખું શહેર જ દેવસ્થાનોથી ભરેલું છે. રામકુંડ , લક્ષ્મણઘાટ, સીતાઘાટ, કાલારામ, ગોરારામ પંચવટી, સીતાગુફા આમ ઘણાં મંદિરો છે. સાંજે નદી કિનારે આરતીનું દૃશ્ય ઘણું સુંદર હોય છે. બધા જ હિન્દુ સંત મહંતો અને દેવ દેવીઓની મૂર્તિવાળુ અહીં આવેલું મુકિતધામ પ્રેક્ષણીય છે.

ગુજરાત અને મહારાષ્ટ્રના ભકતોમાં નાસિકનું મહત્વ ઘણું છે. અહીંનું સોના–ચાંદીનું કામ ઘણું પ્રખ્યાત છે. અહીંના તાંબા પિત્તળના વાસણો વખણાય છે.

ગોદાવરી નદીના ઉપરવાસમાં કપાલેશ્વરનું દેવાલય છે. આ મંદિરમાં નંદી નથી એ તેની વિશેષતા પણ છે. આ મંદિર સૌથી પુરાતન છે. કાલારામ મંદિરમાં હનુમાનજી પણ કાળા રંગના છે. ગોદાવરી નદી પર અનેક ઘાટ છે.

હરવ્દાર, પ્રયાગ અને ઉજ્જૈનની જેમ નાસિકમાં દર ત્રણ વર્ષે અર્ધકુંભ અને દર બાર વર્ષે મહાકુંભ પણ યોજાય છે. આ મેળાનું વર્ણન અવર્ણનીય છે. બ્રહ્મગિરિ પર્વતમાંથી ગૌતમીગંગા– ગોદાવરી નદી નીકળી કુશાવર્ત કુંડમાં ગુપ્ત થઈ ત્યાંથી ફરી ચક્રતીર્થના કુંડમાં પ્રગટ થઈ નાસિક આવે છે.

# (૬) ત્ર્યંબકેશ્વર

નાસિકથી ૪૦ કિ.મી. દૂર આ સુપ્રસિધ્ધ તીર્થક્ષેત્ર છે. બાર જયોતિર્લિંગમાંનુ એક છે. મંદિર સો ફૂટ ઉંચું છે અને મંદિર ઉપર સોનાના કળશ છે. મંદિરમાં શિવલિંગ નથી પરંતુ એક વેંતના ખાડામાં બ્રહ્મા –વિષ્ણુ–મહેશનાં સોપારી જેટલા કદના શિવલિંગો છે. આ લિંગો ઉપર કાયમ ગંગાજીનો પ્રવાહ સૂક્ષ્મરીતે વહે છે. ત્રણ લિંગો ત્રિનેત્રરૂપ હોઈ આ જયોતિલિઁગ ત્ર્યંબકથી પ્રસિધ્ધ છે. આસપાસ જળાધારી છે.

અહીં ભગવાન શંકર અહીં સ્વયંભુ વસ્યા છે તેવી શિવપુરાણમાં કથા છે. એક વેંતના ખાડામાં લિંગ પર પડતું પાણી કાઢી નાખ્યા પછી પણ પાણી ભરાઈ જાય છે. શિવલિંગનું પૂજન કર્યા પછી ચાંદીનું પંચમુખ ચઢાવવામાં આવે છે. એટલે યાત્રાળુઓને તેનાં જ દર્શન થાય છે. ચાંદીના પંચમુખીનો એક ભાગ સોનાનો છે. દર સોમવારે પંચમુખને પાલખીમાં કુશાવર્ત લઈ જવાય છે. અને ત્યાં પૂજનવિધિ થાય છે

ત્ર્યંબકેશ્વર મંદિરનું મુખ પૂર્વમાં છે. મંદિરને ફરતુ ચોગાન છે અને આજુબાજુ વિશાળ કોટ છે. મંદિરને ચાર દરવાજા છે. કુશાવર્ત તીર્થની પૂર્વમાં કનખલકુંડ અને દક્ષિણમાં કંચનતીર્થ આવેલું છે. મંદિરની આજુબાજુ નાની દેરીઓ છે જેમાં અષ્ટભૈરવની મૂર્તિઓ છે. ઋષિ મુનીઓને ગંગાસ્નાનની ઈચ્છા રહેતી પણ તે શકય ન હતું. આથી તેઓએ વિચાર કરી ગૌતમ ઋષિને સંકટમાં મુકવાનું વિચાર્યુ. ગૌતમ ઋષિ દરરોજ ડાંગર વાવી તપશ્ચર્યા કરવા બેસતા. ધ્યાન પુરૂં થાય તે દરમિયાન ડાંગર તૈયાર થઈ જતી . હવે ઋષિઓએ કૃત્રિમ ગાય બનાવી તે ડાંગર ખાઈ જવા લાગી. ગૌતમ ઋષિએ ગાયને રોકવા દર્ભ ફેંકયો જે ગાયને વાગ્યો અને ગાય મરી ગઈ. પ્રાયશ્ચિતમાં ગંગાજીને લાવો એમ ઋષિઓએ કહયું. તપશ્ચર્યા કરી ગૌતમ ઋષિ ગંગાજી લાવ્યા તેથી ગૌતમીગંગા કહેવાયા. જયાંથી નીકળ્યા તે દર્ભ–કુશાવર્ત કુંડ કહેવાયો (કુશ–દર્ભ) અહીં સ્નાન અને શ્રાધ્ધનો મહિમા છે.

ત્ર્યંબકેશ્વર મહાદેવના દર્શન કરી, પૂજા પાઠ કરી, લગભગ અર્ધા કલાકના બસ અંતરે આવેલ તળેગાંવમાં આવેલ શ્રીદત્તમંદિર અને શ્રીરંગમંદિરના દર્શને પ્રવાસ ઉપડયો.

## (૭) અંજનેરી – તળેગાંવ દત્તમંદિર

પૂ. બાપજીના ઘણા મહારાષ્ટ્રિયન ભકતોમાં પૂ. સ્વર્ગેદાદા અગ્રણી હતા. તેઓ પૂ. બાપજીના અનન્ય ભકત હતા. પૂ.બાપજીની તેમના પર ઘણી કૃપા હતી. પૂ. બાપજીના સિધ્ધાંતો અને આજ્ઞાનુસાર તેઓએ અહીં આશ્રમ સ્થાપી પ્રવૃત્તિઓ શરૂ કરેલી છે. થોડા સમય પહેલાં જ તેઓશ્રી રંગશરણ થયા છે. ભકતોએ મંદિર બનાવ્યુ છે. જેમાં દત્ત ભગવાનની અને પૂ.બાપજીની પ્રતિમાઓ મુકેલી છે. વળી પૂ.સ્વર્ગેદાદાની સમાધી પણ બનાવી છે.

અહીંના વ્યવસ્થાપકોએ શ્રી હેમાબેન પાઠકની આગેવાનીમાં ગામોની શાળાઓમાં પૂ.બાપજીને ગમતું ભકિત પ્રસારનું કાર્ય શરૂ કર્યુ છે. કાર્યકરો સાથે થયેલી વાતચીત ઉપરથી તેઓનો પૂ.સ્વર્ગેદાદા અને પૂ. બાપજી ઉપરનો પ્રેમ જણાઈ આવ્યો.

પૂ. મહાત્મા ગાંધીજીએ તે સમયમાં કહેલું કે " વળામે જેવા ૧૦૦ સ્વયંસેવકો મળી જાય તો આઝાદી હાથ વેંતમાં છે, તેવું જ અહીંયા પણ કહી શકાય કે " પૂ.સ્વર્ગેદાદાના અંતેવાસીઓ જેવા અને સ્વર્ગેદાદાના આશ્રમ જેવા થોડા વધુ આશ્રમો થાય તો પૂ. બાપજીનું ભકિત પ્રસારનું સ્વપ્ન સાકાર થાય. "

આશ્રમ હજુ શરુઆતના તબકકામાં છે. ધીરે ધીરે ઘણું સારૂ કામ થશે. સ્થાનિક લોકોના સહકારથી આ જ આશ્રમે પૂ.બાપજીનું બીજુ એક સરસ મંદિર દ્રાક્ષની વાડીમાં બનાવ્યું છે. પૂ. દાદા અને બાપજી માટેનો સ્થાનિક લોકોનો પ્રેમ અદ્‌ભુત છે.

નાસિક, ત્ર્યંબકેશ્વર અને તળેગાંવમાં શ્રીદત્તમંદિર અને બાપજીના દર્શન પૂજા પાઠ કરી નાસિકમાં રાત્રી રોકાણ કરી બીજા દિવસે વહેલી સવારે શિરડી જવા રવાના થયા.

## (૮) શિરડી

નાસિક થી ઉત્તરમાં ૮૧ કિ.મી. અને મુંબઈથી ૨૯૬ કિ.મી. દૂર આવેલ શિરડી સુપ્રસિધ્ધ સંત સાંઈબાબાનું યાત્રાધામ છે. સાંઈબાબાની સમાધિ પર સુંદર દેવાલય બાંધવામાં આવ્યું છે. દર્શન માટેની વ્યવસ્થા ખૂબ સારી છે. સાંઈબાબાનું નિવાસ સ્થળ " દ્વારકામાઈ " સ્મારક તરીકે સાચવ્યું છે. સાંઈબાબાએ પહેરેલાં વસ્ત્રો, ચલમ, માળા, લાકડી વગેરે સાચવી રાખવામાં આવેલ છે. ધૂણી, ચાવડી વગેરે દર્શનીય સ્થળો છે.

મંદિરનું સમગ્ર પ્રાંગણ ખૂબ સ્વચ્છ છે. સાંઈબાબાના ભકતો દરેક કોમના છે. ખૂબ મોટી સંખ્યામાં યાત્રાળુઓનો અખંડ ધસારો રહે છે.સાંઈબાબા દત્તના અવતાર મનાય છે. " "સબકા માલિક એક " એ મુખ્ય સૂત્ર છે. ' શ્રધ્ધા અને સબૂરી ' એ અગત્યનો સંદેશ છે.

બાર જયોતિર્લિંગ પૈકીનું ત્ર્યંબકેશ્વરનું જયોતિર્લિંગ નાસિકથી ૪૦ કિ.મી. દૂર છે.

નાસિક, ત્ર્યંબકેશ્વર અને તળેગાંવમાં શ્રીદત્તમંદિર અને બાપજીના દર્શન પૂજા પાઠ કરી નાસિકમાં રાત્રી રોકાણ કરી બીજા દિવસે વહેલી સવારે શિરડી જવા રવાના થયા.

## (૯) સાકોરી

શિરડીથી નજીક ઉપાસની બાબાનો આશ્રમ છે. આ પણ સુપ્રસિધ્ધ તીર્થધામ છે. પૂ.ઉપાસની બાબા શિરડીના સાંઈબાબાના ભકત હતા. પૂ.ઉપાસની બાબાનું જીવનચરિત્ર અદ્‌ભુત છે. તેઓ ઘણો સમય શિરડી રહેલા. પછી અહીં આશ્રમ સ્થાપ્યો. એમનાં શિષ્યા ગોદાવરી મૈયાની અને બાબાની મૂર્તિઓની સ્થાપના કરવામાં આવી છે. અહીંયા બાળાઓને વેદ શિખવવામાં આવે છે. આમ બહેનો વેદ મંત્રોથી પૂજન કરતી જણાય છે. મહાદેવજીનું મંદિર પણ સરસ છે. નજીકમાં એકમુખી દત્ત ભગવાનની એકદમ સરસ મૂર્તિ છે. મૂર્તિ અદ્‌ભુત છે. અહીંની બહેનોને વેદ શીખવવા પૂ.શ્રીની અનુમતિથી સુરતના રંગભકત શ્રી ચંદ્રકાંતભાઈ શુકલ આવ્યા હતા.

શાંત વાતાવરણવાળું આ સ્થાન પવિત્ર છે.

## (૧૦) શિંગણાપુર – શનિદેવ

ભારતમાં કદાચ શનિ મહારાજનું એક માત્ર ભવ્ય મંદિર હશે. ગ્રહ તરીકે શનિ ખૂબ જ બળશાળી હોઈ લગભગ બધા જ યાત્રિકો મહારાષ્ટ્રમાં યાત્રાએ આવે ત્યારે અહીંયાં અચુક આવે છે. શિંગણાપુરનો વિકાસ સરસ થયો છે. શનિદેવની મૂર્તિ પાસે લોકો લાઈનમાં આવી તેલ ચઢાવે છે. દૂરથી દર્શન થઈ શકે પણ તેલ / શ્રીફળ ચઢાવવું હોય તેણે ફરજિયાત પીળા રંગનું વસ્ત્ર પહેરવાનું હોય છે. વસ્ત્ર પહેરી સ્નાન કરી, ભીના વસ્ત્રે જ દર્શને જવાનું હોય છે. દુકાનવાળા તેલ/ફુલ/શ્રીફળ સાથે વસ્ત્ર પણ ભાડે આપે

છે. નળની વ્યવસ્થા છે. બધાજ સ્નાન કરી ભીના વસ્ત્રે મૂર્તિ પાસે જઈ તેલ/ફુલ અર્પણ કરે છે.

બાજુમાં શનિદેવ / હનુમાનજીનું ભવ્ય મંદિર છે. લોકો અહીંયા બેસી શનિદેવનું સ્તોત્ર, હનુમાન ચાલીસાના પાઠ કરે છે. યાત્રીઓ માટે જમવા માટેનાં ભોજનાલય પણ છે.

(યાત્રા પ્રવાસ સાકોરી થી અત્રે આવ્યા અને ભોજન બાદ પૈઠણ તરફ પ્રયાણ કર્યુ )

## (૧૧) પૈઠણ

પૈઠણ બે રીતે પ્રખ્યાત છે. પહેલું તો અત્રિઋષિ અને અનસૂયા માતા કૌશીક અને શાંડિલી માટે અનસૂયાશ્રમ છોડી અહીંયા આવ્યા તે પૂર્વકાળની દત્ત જન્મ પહેલાંની વાત છે. અત્રિ–અનસૂયા અહીંયાથી માહૂરગઢ ગયેલાં જયાં દત્ત–ચંદ્ર–દુર્વાસાનું પ્રાગટય થયેલું.

બીજું , અહીંયા એકનાથ મહારાજની સમાધિ છે. મહારાષ્ટ્રમાં એકનાથ મહારાજનું અનોખું સ્થાન છે. એકનાથે બાંધેલું મંદિર અને તેની મૂર્તિ સ્થાપનાના સ્થળમાં ફેરફાર અંગેની વાત શ્રીગુરુલીલામૃતમાં આપી છે. એકનાથ મહારાજે લખેલું ભાગવત (ટીકા) એકનાથી ભાગવત લોક પ્રસિધ્ધ છે.

મંદિરમાં પાણીનું ટાંકુ છે. કૃષ્ણ ભગવાન એકનાથને ત્યાં શ્રીખંડયા નામે પાણી ભરતા હતા, સેવા–ચાકરી કરતા હતા. દર વર્ષે ઉત્સવમાં કોઈપણ સ્વરૂપે જયારે ભગવાન ટાંકામાં પાણી નાંખે ત્યારે જ ટાંકુ ઉભરાઈ જાય અને ઉત્સવ શરુ થાય. પ્રથમ ટાંકાનું પૂજન કરવામાં આવે છે. એકનાથના દ્વાર ઉપર ભગવાન પઠાણ સ્વરૂપે પહેરો ભરતા હતા. આજે પણ યાત્રા સમયે પઠાણની છબી ચીતરવામાં આવે છે. પ્રથમ એ છબીના દર્શન કરવાનાં હોય છે. જે ભૂલ કરે તેને તકલીફ થાય છે.

એકનાથજીનું જન્મ સ્થળ પણ સરસ છે. પાછળ ગંગા નદી સરસ દેખાય છે.

યાત્રા પ્રવાસ શિંગણાપુરથી અત્રે આવ્યા. દર્શન કરી રાત્રે ધૃષ્ણેશ્વર જવા નીકળ્યા.

## (૧૨) ધૃષ્ણેશ્વર જયોતિર્લિંગ

દક્ષિણ ભારતના મનમાડ જંકશનથી ગાડી બદલી ઔરંગાબાદ સ્ટેશને ઉતરી ૧૮ માઈલ દૂર વેરૂળ નામે ગામ છે. પૈઠણથી પણ રોડ માર્ગે જવાય છે.

વેરૂળ ગામની નજીકમાં ઘૃષ્ણેશ્વર શિવમંદિર છે. વ્દાદશ જયોતિર્લિંગમાંનુ આ એક જયોતિર્લિંગ છે. આ વેરૂળક્ષેત્રને મહારાષ્ટ્રિયનો દક્ષિણ ભારતનું કાશી માને છે. મંદિર ઘણું મોટું, સુંદર અને પ્રાચીન કારીગરીવાળુ છે. મંદિરની અંદર અર્ધા હાથ જેટલી ઉંચાઈનું શિવલિંગ છે. ઘૃષ્ણેશ્વર વિશેની કથાનું વર્ણન પદ્મપુરાણમાં છે. વેરૂળક્ષેત્રમાં દેવગિરી પર્વત પાસે સુધર્મા નામનો બ્રાહ્મણ હતો. સંતાન પ્રાપ્તિ ન થવાથી તેની પત્ની સુદેહાએ ખૂબ હઠાગ્રહ કરી તેની બહેન ઘૃષ્ણા સાથે લગ્ન કરાવ્યાં. સુદેહા અને ઘૃષ્ણા પાર્થિવ લિંગો બનાવી વિધિપૂર્વક શંકરની પૂજા અને આરાધના કરતાં અને પાસેના સરોવરમાં પધરાવતા. એમ કરતાં કરતાં એક લાખ પાર્થિવ લિંગોની પૂજા પૂર્ણ થતાં મહાદેવજીની કૃપાથી ઘૃષ્ણાને પુત્રની પ્રાપ્તિ થઈ. ઘૃષ્ણાને પુત્ર થતાં તેની બહેન સુદેહાના મનમાં અદેખાઈ અને ઈર્ષા ઉત્પન્ન થઈ અને બહેનના પુત્રને મારી નાખી તેના ટૂકડા સરોવરમાં નાખી દીધા. સવારમાં તેની બહેન ઘૃષ્ણાને ખબર પડી પણ ઈશ્વર ઉપરની અખંડ શ્રધ્ધાના બળે પાર્થિવ શિવલિંગો બનાવી પૂજા કરી સરોવરમાં પધરાવવા ગઈ ત્યારે સરોવરના કાંઠે પોતાના પુત્રને જીવતો દેખી ભગવાન શિવને યાદ કર્યા. શિવજીએ પ્રસન્ન થઈ વરદાન માગવા કહયું અને ઘૃષ્ણાએ જણાવ્યું કે લોકોના કલ્યાણ અર્થે સદાને માટે આપ અહીં જ નિવાસ કરો. સદાશિવે પ્રસન્ન થઈ ઘૃષ્ણેશ્વર નામે જયોતિર્લિંગ સ્વરૂપે સ્થિત થવાનું સ્વીકાર્યુ. બાજુનું સરોવર શિવાલય તીર્થ તરીકે ખ્યાતિ પામ્યુ. આ લિંગ તોડવા ઔરંગઝેબ કુહાડો લઈને ગયો. ત્યાં તેના હાથ ઉપરને ઉપર જ રહી ગયા અને બીજે દિવસે મરી ગયો.

યાત્રા પ્રવાસ પૈઠણથી અત્રે આવ્યા ભાઈ–બહેનો બધાંજ દર્શન –સ્પર્શ કરી શકે. આથી બધાંએ ભાવથી દર્શન સ્પર્શ કર્યા. આરતીનો સમય હતો. આરતી પછી મહિમ્ન–માનસપૂજા પંચાક્ષર સ્તોત્ર બહાર બેસીને બોલ્યા. અહીંથી નજીક આવેલ ઔરંગાબાદમાં રાત્રી મુકામ કર્યો.

## (૧૩) શેંગાંવ

શેગાંવ પૂ. ગજાનન મહારાજનું ખુબજ સરસ સ્થાન છે. વ્યવસ્થા દાદ માગી લે છે. ગજાનન મહારાજનો જન્મ કયાં અને કયારે થયો તે જાણી શકાતું નથી. એક દિવસ અચાનક ઉકરડા પાસે વસ્ત્ર વિનાના તેઓ દેખાયા. આ પછી લોકો ઉત્તરોત્તર તેમની ભકિત કરતા ગયા અને લોકોને તેમના અનુભવો થવા લાગ્યા. એમના ચરિત્રના પુસ્તકો પણ બહાર પડેલાં છે. મંદિર, તેમની બેસવાની જગ્યા, તેઓ પૂજા કરતા તે સમયનો ઔદુંબર, તેમની ધૂણી વગેરે દર્શનીય છે.

ઉત્તર પ્રદેશનો કોઈ ભકત દર્શને આવેલો. તેણે તેઓશ્રીને ચલમ (ચુંગી) ધરાવી. અને તેઓએ ચલમ પીવા માંડી પણ તેમને તેનું વ્યસન ન હતું. તેઓ ચલમ (ચુંગી) વાળા બાવા તરીકે પણ ઓળખાય છે.

પૂ.સ્વામી વાસુદેવાનંદસરસ્વતીના તેઓ સમકાલીન. એક વખત તેમણે તેમના ભકતોને કહયું, મારા ગુરુભાઈ આવતી કાલે આવનાર છે ખુબજ કાળજી રાખજો. તેઓ ખબુજ ચુસ્ત છે. સ્પર્શાસ્પર્શને ખુબ માને છે. આમ કાળજી રાખશો.

બીજા દિવસે પૂ.વાસુદેવાનંદસરસ્વતી સ્વામી મહારાજ પધાર્યા. બંને સંતોનું મિલન અદ્‌ભુત હતું. રાજકીય નેતાઓ પણ તેમના દર્શને આવતા.

શેગાંવનો વિકાસ અદ્‌ભૂત છે. તેની વ્યવસ્થા સરસ છે. ભકતોને ભોજન અને સવાર બપોર ચા–નાસ્તો પણ અપાય છે. ભકતોના નિવાસ માટે અદ્યતન ધર્મશાળા બનાવેલી છે.સ્થાનની બસો બધાને ત્યાં લઈ જાય છે.

**<u>આનંદ સાગર:–</u>** શેગાવથી કારંજા જતાં રસ્તામાં પાંચેક કિ.મી. દૂર મૈસુરના વૃંદાવન ગાર્ડન જેવું " આનંદ સાગર "નામનું રમણીય સ્થળ આવેલું છે. ૩૫૦ એકરમાં ૧૫૦ વારનું ભવ્ય બાંધકામ કરેલું છે. તાંબાના નાના મોટા લોટા ગોઠવી ગણપતિની ભવ્ય મૂર્તિનું નિર્માણ કરેલું છે. વ્દારકાબેટ જેવુ વિશાળ તળાવ, સંતો ધર્માત્માઓની પ્રતિમાંઓ અને તેમના બોધ વચનો સાથેના લખાણો, ધ્યાન કેમ્પ, બાગ–બગીચા જુદા જુદા રંગની નાની મોટી માછલીઓનું માછલીઘર–સુંદર રસ્તા વગેરે આકર્ષક છે. ચા–નાસ્તા માટેની વ્યવસ્થા પણ સુંદર છે. તે ઉપરાંત કિંમત પણ વાજબી છે. શેગાંવથી આનંદ સાગર જવા આવવા સ્થાનની બસો બધાંને ત્યાં ફ્રી લઈ જાય છે.

ચા–નાસ્તા માટે વ્યાજબી કિંમતે સરસ ઉપાહાર ગૃહ છે.

યાત્રા પ્રવાસે ઔરંગાબાદથી સવારે નીકળી બપોરે શેગાંવ પહોંચ્યા. ત્યાં દર્શન કરી આનંદ સાગર જોઈ રાત્રે કારંજા પહોંચ્યા.

## <u>(૧૪) શ્રી ક્ષેત્ર કારંજા</u>

શ્રી નૃસિંહસરસ્વતીનું જન્મ સ્થાન કરંજનગર કે લાડ–કારંજા (જિ. અકોલા )

**પુરાણ કથા :–**આદિમન્વતંરમાં વિંધ્ય પર્વતની દક્ષિણમાં આવેલા આ પ્રદેશમાં પાણીની ખૂબજ સમસ્યા હતી. ૠષિ મુનીઓને પાણીની ખૂબજ કઠિણાઈ હતી. અહીં નિવાસ કરતા વસિષ્ઠ મુનીના શિષ્ય કરંજ ૠષિએ એક સરોવર ખોદવા શરૂઆત કરી.

તેમની મદદે બીજા બધા પણ ઋષિ મુનિઓ આવ્યા. તે બધાને કરવો પડતો શ્રમ જોઈ કરંજ ઋષિનું મન કરુણાથી આર્દ્ર બન્યુ. તેમણે પોતાની ઈષ્ટદેવતા વિંધ્યવાસિની દેવીની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી. વિંધ્યવાસિની દેવીએ પ્રસન્ન થઈ કરંજ મહાત્મ્ય કહેવાની શરૂઆત કરી. આ કરંજ તીર્થક્ષેત્રમાં ગંગા અને યમુના આ બન્ને નદીઓ બિંદુમતી નામના કુંડમાં છે. આ બન્ને નદીઓ બિંદુમતી કુંડમાં અદૃશ્ય થઈ આગળ જતા બેંબળા નદી નામે વહે છે. જે કુંડમાં તે નદીઓ ગુપ્ત થઈ તેનું બેંબળપાર એવું નામ છે.

આ કુંડમાં રહેલી યમુના એટલે શ્રી શંકર અને વિષ્ણુનું સાક્ષાત્ સ્વરૂપ જ સમજો. તે (યમુના) પ્રથમ ઉત્તુંગ હિમાલય પર્વતના કલિંદ નામના શિખર પર પ્રગટ થઈ અને ત્યાંજ ગુપ્ત થઈ. આથી તે કાલિંદી નામે ઓળખાઈ. હિમાલયમાંથી જ આ યમુના નદી કરંજ ક્ષેત્રમાં આવી છે. આ યમુનામાં કોઈપણ સ્થળે સ્નાન કરવાથી પુણ્ય મળે છે. તેવી માન્યતા છે. સાક્ષાત્ ગુરુના સહવાસમાં રહેલી નદીમાં સ્નાન કરવાનું પરમ પવિત્ર માનવામાં આવે છે. આ ક્ષેત્રમાં યક્ષમાતા દેવીનો નિવાસ છે. અને યક્ષ આ ક્ષેત્રનું રક્ષણ કરે છે. તેવી માન્યતા છે.

અહીં દત્તાવતારી શ્રી નૃસિંહસરસ્વતીનો જન્મ શક ૧૩૦૦ એટલે કે ઈ.સ.૧૪૦૮ ના પોષ સુદ બીજના દિવસે થયો. દત્ત ભગવાનનો પ્રથમ અવતાર શ્રીપાદશ્રીવલ્લભનો ગણાય. શ્રીપાદશ્રીવલ્લભે કુરવપુરમાં અંબિકા નામની વિપ્રસ્ત્રીને આશીર્વાદ આપ્યા હતા કે આવતા જન્મે તને અલૌકિક પુત્ર થશે. મૃત્યુ પછી અંબિકાનો જન્મ મહારાષ્ટ્રના કારંજા ગામે થયો. આ જન્મમાં તેનું નામ અંબા હતું અને માધવ નામે એક ધર્મનિષ્ઠ બ્રાહ્મણ સાથે તેનો વિવાહ થયો. આ દંપતિ માધવ–અંબા ના ઘરે શ્રીનૃસિંહસરસ્વતીનો જન્મ થયો.

ઈ.સ. ૧૯૦૫માં પ.પૂ.શ્રી વાસુદેવાનંદ સરસ્વતી કરંજ ક્ષેત્રમાં આવ્યા ત્યારે તેઓશ્રી શ્રીરામ મંદિરમાં ઉતર્યા હતા. હાલના આ મંદિર (શ્રીગુરુ મંદિર , કારંજા)ની બાજુમાં શ્રીઘુડે નામના શ્રીમંતનો વાડો હતો. તેના પડોશમાં સ્વામી મહારાજને રાત્રી પસાર કરવાની થઈ. રાત્રે શ્રીનૃસિંહસરસ્વતીએ સાક્ષાત્ દર્શન આપી સ્વામીમહારાજને કહયું મારું વાસ્તવ્ય (નિવાસ) અહીં છે. આટલુ કહી તેઓ અદૃશ્ય થયા. સવારે સૂક્ષ્મતાથી જોતાં તે ભીંત પર નૃસિંહસરસ્વતીનું આબેહુબ ઝાખું ચિત્ર દેખાયું. શ્રીઘુડેએ ત્યાં ભીંતમાં શ્રીની પાદુકાની સ્થાપના કરી.

ઈ.સ. ૧૯૨૦–૨૧ માં શ્રી બ્રહમાનંદ મહારાજ ગાણગાપુર ગયા ત્યારે મઠમાં દર્શન કરતાં " તું મારી નિર્ગુણ પાદુકાનું પૂજન શરૂ કર " એવો સ્પષ્ટ અવાજ સંભળાયો. પૂ.બ્રહમાનંદસ્વામી કાશીમાં આવ્યા અને પાંચ દિવસ તેમણે આદેશ અનુસાર અનુષ્ઠાન શરૂ કરતાં તેમને શ્રીગુરુની નિર્ગુણ પાદુકાઓ પ્રાપ્ત થઈ. તેમણે સતત બાર વર્ષ સુધી આ પાદુકાની ઉપાસના ચાલુ રાખી. આ બાજુ કારંજામાં મંદિર બંધાઈને પૂર્ણ થવા આવ્યું

હતું. મંદિરમાં શ્રીનૃસિંહસરસ્વતીની મૂર્તિની સ્થાપના થઈ તે પછી વર્ષાન્તે ઈ.સ.૧૯૩૬માં બ્રહમાનંદ સ્વામીએ પૂજેલી પાદુકાની કારંજામાં સ્થાપના કરી.

પૂજ્યશ્રીની મૂર્તિ કેવી હોઈ જોઈએ તે માટે જે. જે. સ્કૂલ ઓફ આર્ટસના આચાર્ય શ્રી સોલોમન અને મુખ્ય અધ્યાપક શ્રી ધુરંધરને પૂ.શ્રીનું ચિત્ર દોરવાનું કામ સોપ્યું. આ બંનેને સ્વયં નૃસિંહસરસ્વતી મહારાજે દર્શન આપી કહયું કે મને બરાબર જુઓ અને ચિત્ર બનાવો. બંનેએ સ્વતંત્રપણે બે ચિત્રો બનાવ્યા પરંતુ બંને આબેહુબ સરખા હતા. ચિત્રો પરથી જયપુરમાં મૂર્તિનું કામ સોપાયું અને ૧લી એપ્રિલ, ૧૯૩૪નાં રોજ ચિત્રા નક્ષત્રમાં વૃષભ લગ્નના મુહૂર્તમાં શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીની મૂર્તિની સ્થાપના કરવામાં આવી.

કારંજામાં આવેલા શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીના મંદિરને ભકતો ગુરૂમંદિર તરીકે ઓળખે છે. અહીં વિશાળ ધર્મશાળા છે. દત્તાત્રેય ભગવાનના સોળ અવતારો યોગિરાજ, અત્રિવરદ આદિની જયંતી ઉત્સાહભેર ઉજવવામાં આવે છે.

સવારના પાંચ થી શરૂ કરી રાતના ૯ સુધી ધાર્મિક કાર્યક્રમો સંપન્ન થાય છે. પાંચ વાગે કાકડ આરતી (મંગળા આરતી), પછી સવારે ૮–૦૦ થી ૮–૩૦ નિર્ગુણ પાદુકાને ગંધ લેપન , અગિયાર વાગતા સુધી ષોડશોપચારે પૂજા, પછી થાળ અને આરતી. સાંજે ફરી પૂજા, સંગીત, ગાયન, ભજન, મહાઆરતી થઈ રાત્રે દસ વાગે મંદિરના દરવાજા બંધ થાય છે.

દર ગુરુવારે તથા (સોળે અવતારની) જયંતીના દિવસે મંદિર ફરતે પાલખી લઈ ચાર પ્રદક્ષિણા કરવામાં આવે છે. પાલખીમાં ઉત્સવમૂર્તિ રાખવામાં આવે છે. સત્યદત્તની પૂજા ભકતો નોંધાવીને કરી શકે છે.

અહીં શ્રીસિધ્ધેશ્વર , શ્રીચંદ્રેશ્વર, શ્રીનીલકંઠેશ્વર, શ્રીનાગેશ્વરનાં પવિત્ર સ્થળો છે. એકવીરાદેવી, કામાક્ષીદેવી, ચંદ્રાવતીદેવી , ગૌરીદેવી, વિન્ધ્ય માતાદેવી જેવાં પ્રસિધ્ધ મંદિરો પણ આવેલા છે.

ઋષિ તલાવ, ચંદ્રાલય તીર્થ, સારંગ તલાવ, બિંદુતીર્થ એવા પ્રાચીન તીર્થો છે. અહીં જૈનોના પણ ત્રણ પ્રસિધ્ધ મંદિરો આવેલા છે.

યાત્રા પ્રવાસ શેગાંવથી સાંજના નીકળી રાત્રે ૮–૦૦ વાગે કારંજા પહોંચ્યા. વ્યવસ્થાપકોને મળ્યા ધર્મશાળાના બે મોટા ઓટલા મુકામ માટે આપ્યા. સરસ દર્શન થયાં. બીજે દિવસે સવારે ત્યાંના આચાર્યશ્રીએ સરસ પૂજન કરાવ્યુ. ભગવાન દત્તની મૂર્તિ હતી. પૂ.બ્રહ્માનંદ સ્વામી અહીંયા જે પાદુકા લાવ્યા છે તેને ફકત અત્તર અને કેશર તેમજ રેશમી/ગરમ વસ્ત્ર જ ચઢાવાય છે.

પૂજન બાદ પૂ. નૃસિંહસરસ્વતી સ્વામી મહારાજના જન્મ સ્થાનના દર્શન કર્યા. તેમના વંશજોએ જન્મ સ્થળનું મકાન વેચી દીધુ છે. આમ છતાં હાલના માલિકો પણ બધાને સરસ રીતે દર્શન કરાવે છે. જન્મ સ્થાન સરસ રીતે સાચવે છે.

યાત્રા પ્રવાસ શેગાંવથી અત્રે આવેલો. રાત્રે રોકાઈ બપોરે કાંરજાથી નીકળી માહૂરગઢ તરફ પ્રયાણ કર્યુ.

## (૧૫) માહૂરગઢ

" અત્ર્યનસૂયા ત્યાંહથી, આવ્યાં માહૂરગઢ,
સહ્યશિખર પર બાંધીને રહયાં આશ્રમ દૃઢ. "

નર્મદા કિનારેથી અત્રિ–અનસૂયા પ્રતિષ્ઠાન– પૈઠણમાં આવ્યાં અને કૌશિક–શાંડિલીનો ઉધ્ધાર કરી માહૂરગઢ આવ્યાં. આ સ્થળ કારંજા થી આશરે ૯૦ કિ.મી. રોડ માર્ગે દૂર છે. મહારાષ્ટ્રના નાંદેડ જિલ્લાના કિનવર તાલુકાનું ગામ છે. તળેટીમાં ગામ માહૂર તરીકે ઓળખાય છે. જયારે પર્વત માહૂરગઢ તરીકે ઓળખાય છે. અમદાવાદથી હાવરા કે ઓખાપુરી કે નવજીવન એકસપ્રેસ વ્દારા રેલમાર્ગે બંડનેરા સ્ટેશનથી બસ વ્દારા માહુરગઢ જવાય છે.

દત્ત ભગવાનના જન્મ સ્થળ તરીકે માહૂરગઢ પ્રખ્યાત છે.

સ્વવિભૂતિ માસ જે માર્ગશિર્ષ ઉત્તમ,
ચતુર્દશીયુત પૌર્ણિમા લગ્ન ઉત્તમોત્તમ.
બુધવાસર વાસરમણિ, મૃગ નક્ષત્ર એમ
પ્રદોષસમયે પુત્ર એ થયા ત્રિમૂર્તિ તેમ.

ભગવાનની બાળ લીલા (લગભગ ૮ વર્ષ) અહીંયા જ થઈ. દત્ત જન્મ સ્થાન, અને નાથ સંપ્રદાયના પ્રતિકરૂપ અખંડ ધૂણો જોઈ શકાય છે.

" રહી ન સુધબુધ તનકી સખીરી , ગઈથી મૈં
માહૂરગઢપે, દત્ત દિગંબર દેખ્યોરી. "

ભગવાન દત્તના જન્મ સ્થાન ઉપરાંત તેમની દિનચર્યામાં " સૂતો માહૂરગઢ વિષે– વ્હાણે ગંગાસ્નાન " શયન સ્થાન માહૂરમાં છે. તળેટીમાં શ્રીદેવ દેવેશ્વર મહાદેવનું સ્થાન છે. ત્યાં ભગવાનની શય્યા છે. સ્વામી ભદ્રને ભગવાન શયન માટે આવે છે તેનો અનુભવ થયેલો.

આ ઉપરાંત માહૂરગઢમાં રેણુકાના સહગમન માટે પ્રખ્યાત છે. સહસ્ત્રાર્જુનના પુત્રોએ જમદગ્નિ મુનિનો વધ કર્યો. માતા રેણુકાની આજ્ઞાથી પરશુરામ કાવડમાં પિતૃશવ અને માતા રેણુકાને બેસાડી પિતાની ઔર્ધ્વદેહિક ક્રિયા માટે નીકળ્યા અને આકાશવાણી થઈ.

"આવ્યો સહ્યાચલ વિષે અકસ્માત ત્યાં જાણ,
થઈ વ્યોમવાણી અહીં ભો રામ તુ માન.
આમલકી ગ્રામે અહીં સહયાદ્રિ પર એમ,
મળશે આચાર્ય તને, યોગ્ય સન્નિષ્ઠ તેમ."

દત્ત ભગવાન મળ્યાં– પરશુરામે અને માતા રેણુકાએ પ્રાર્થના કરી અને ભગવાન ક્રિયા કરાવવા તૈયાર થયા.

વદે તથાસ્તુ દત્ત ત્યાં તલદર્ભાદિક તેમ,
આવે લઈ સ્મશાનમાં સ્વયં અવધૂત એમ.

ચિતા તૈયાર થતાં માતાને સ્નાન કરવાનું હતું– દત્ત ભગવાનની આજ્ઞાથી પરશુરામે પર્વતમાં બાણ મારી ત્યાં તીર્થ નિર્માણ કર્યુ. જે માતૃતીર્થ નામે જાણીતું થયું. માતાજીએ સહગમન કર્યુ. પરશુરામને શોક થયો. ભગવાને સમજાવ્યું કે તારાં માતા પિતા તો અમર છે. લૌકિક દૃષ્ટિએ નાશ પામ્યા છતાં હું તને દર્શન કરાવું. જમદગ્નિ રેણુકાનાં દર્શન કરાવતાં પરશુરામ આલિંગન આપવા દોડયા અને સ્વરૂપ ગુપ્ત થયું. પરશુરામને ઘણો શોક થયો જે નિવારવા માતા રેણુકા ફરીથી ધરતીમાંથી મુખ કાઢી પ્રગટ થયા અને પરશુરામને ચુંબન આપ્યું.

ફરસરામ સંમુખ તિહાં ભેદી ભૂતલ જાણ,
    મૃગાંકસમ તન્મુખ અહા પ્રગટ્યું વેગે વાન.
જે જન માહૂરે જઈ માતૃતીર્થમાં એમ
    કરી સ્નાન જગદંબિકા પૂજે ભાવે તેમ.
ટળે પાપ સહુ તેમનાં શમે તાપત્રય જાણ.
    રેણુકા માતા ત્યાં હાજર છે.
અદ્યાપિ માહૂરગઢે , વસે પ્રત્યક્ષ એમ
    તારે ભકતોને સદા , વારી સંકટ તેમ.

માહૂરગઢમાં દત્તાશ્રમ, માતૃતીર્થ, અનસૂયા–અત્રિ આશ્રમ, રેણુકાશ્રમ– જમદગ્નિ આશ્રમ, ઉબરતીર્થ, વડગુફા જેવાં અનેક સ્થળો છે. સર્વતીર્થ અને પદ્મતીર્થ છે જયાં સ્નાન કરવાથી કુષ્ઠરોગ જાય છે.

અહીંયા નાગરવેલના પાનને ખાંડીને પ્રસાદ અપાય છે. જુદા જુદા શિખરો પર સ્થળો છે.

માહૂરગઢ યાત્રા પ્રવાસ કારંજા નીકળી બધે જ દર્શન કરી રાત્રે ઔઢા નાગનાથ પર્યટક નિવાસમાં રોકાયા.

## (૧૬) ઔઢા – નાથનાગ

યાત્રા– પ્રવાસ માહુરગઢથી રાત્રે આવી સરકારી યાત્રિગૃહમાં રોકાયા. સવારે બધાએ સરસ રીતે દર્શન કર્યા. ભાઈઓ બહેનો સ્પર્શ કરી શકે. બહાર આવીને શિવ–મહિમ્ન વગેરે કર્યુ. બાજુમાં દત્તમંદિર હતુ ત્યાં દર્શન કર્યા. ભકત જનાબાઈની ઘંટી હતી. તે પણ ફેરવવા પ્રયત્ન કર્યા.

ઔઢા ગામ પાસે નાગેશ્વર શિવમંદિર છે. જે બાર જયોતિર્લિંગ પૈકીનું એક છે. વ્દારકા પાસેનું નાગેશ્વર પણ જયોતિર્લિંગ ગણાય છે. મંદિર કાળા પથ્થરનું નકશી કામથી ભરપૂર અને મોટું છે. મંદિરને ફરતો કોટ છે. કોટને ચાર દરવાજા છે. મંદિરની અંદર કાંસાની અનેક મૂર્તિઓ છે. મુખ્ય દર્શન નાગનાથ અથવા નાગેશ્વર શિવલિંગનાં છે. લિંગ ભોંયરામાં છે. ઉપર હોલ છે. તેમાંથી નીચે જવાય છે. અંદર કાયમ અંધારૂ રહે છે. ઘીનો અખંડ દીવો હોય છે. મંદિર પાસે કુંડ છે. શિવલિંગ એક હાથ ઉંચાઈનું છે. શિવલિંગ ભોયરામાં છે. કોટની અંદર ચબુતરો છે એને નામદેવની સમાધિ કહે છે.

પશ્ચિમ સમુદ્રના કિનારે વન હતું. દારૂક અને દારૂકા નામનાં રાક્ષસ પતિ–પત્ની રહેતાં હતાં. બળવાન હતાં. દારૂકાએ પાર્વતીની પૂજા કરી વરદાન પ્રાપ્ત કર્યુ હતું. પાર્વતીએ વનની સંભાળ સોંપી હતી પતિ–પત્ની લોકોને ખૂબ રંજાડતાં. લોકો ઔર્વત્રઋષિને શરણે ગયા. ઔર્વત્રિક્ષએ તપ કર્યુ. દેવોએ પ્રસન્ન થઈ રાક્ષસો સાથે યુધ્ધ કર્યુ. રાક્ષસો આખુ વન લઈ સમુદ્રમાં વસ્યા. સમુદ્રમાં વહાણો આવતા તેમાંથી લોકોને પકડી કેદ કરતા. પકડેલામાં એક સુપ્રીય નામનો વણિક શિવભકત હતો. શિવપૂજા કર્યા વિના ભોજન લેતો નહિ. કેદખાનામાં પાર્થિવ શિવલિંગો બનાવી પૂજા કરતો. નૈવેદ્ય ધરાવતો તે શિવજી આરોગતા. દૈત્યો આ જોઈ ગયા. સુપ્રિયને મારવા દોડયા. સુપ્રિયે

ભગવાન શંકરનું ધ્યાન ધર્યુ. ભગવાન શંકર પ્રગટ થયા અને પોતાનું પાશુપાતાસ્ત્ર આપ્યુ. સુપ્રિયે આનાથી દૈત્યોનો સંહાર કર્યો. શિવ–પાર્વતી સાક્ષાત સ્વરૂપે પ્રગટ થઈ અહીંયા સ્થિર રહયાં. શિવ નાગેશ્વર નામે અને પાર્વતી નાગેશ્વરી નામે પ્રસિધ્ધ થયા.

અહીંથી ગુંજ જવા નીકળ્યા

## (૧૭) ગુંજ

ઔઢા નાગનાથ થી આશરે ૮૦ કિ.મી.ના અંતરે રોડમાર્ગે ગુંજ ગામ છે. પરમ પૂજ્ય યોગાનંદ સરસ્વતી (ગાંડા મહારાજ)નું ભવ્ય મંદિર છે. ગુંજ ગોદાવરી તીરે આવેલું છે. ગાંડા મહારાજનું આ સમાધિ સ્થળ છે. ગાંડા મહારાજ ૧૯૮૪માં ફાગણ વદ બારસે સમાધિસ્થ થયેલા.

પ.પૂ.શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજ પરિભ્રમણ કરતા કરતા અનસૂયા માતાજીનાં દર્શન કરી શીનોર ગામમાં આવેલા ત્યારે કેટલાક દિવસ માર્કંડેશ્વર મંદિરમાં રોકાયેલા. તે દરમિયાન તલંગપુરનો ગુજરાતી બ્રાહમણ ભવત્રાર્સે સ્વામીજીના શરણમાં આવેલો. તેનું નામ કલ્યાણ હતું પરંતુ બધા તેને લાડમાં ગાંડો કહીને બોલાવતા. સ્વામી મહારાજ શીનોરથી નીકળી ગાંડા મહારાજ સાથે નીકોરા ગામમાં આવેલા. ત્યાં ગાંડા મહારાજને યોગાભ્યાસની દીક્ષા આપી. ત્યાંથી તીર્થભ્રમણ કરતાં કરતાં ગિરનાર–વ્દારકા– રાજકોટ આદિ ક્ષેત્રથી સિધ્ધપુર માતૃગયા આવેલા. ગાંડા મહારાજ તેમની સાથે જ હતા. (ગુ.લી.અ.૧૨૮) ગાંડા મહારાજને સ્વામી મહારાજે ખેચરીમુદ્રાનો અભ્યાસ જીભ કપાવ્યા બાદ કરાવ્યો હતો.. (ગુ.લી.અ.૧૩૧) તીર્થાટન કરતાં કરતાં ગાલવક્ષેત્રે કૃષ્ણા તટે ગાંડા મહારાજને સ્વામી મહારાજે બોધ આપી માતાના વ્રતનું ઉદ્યાપન વ્રત બાકી રહેલું તે પૂર્ણ કરવા આજ્ઞા આપી. ગાંડા મહારાજે ગુરુ આજ્ઞા પ્રમાણે ઉદ્યાપન વ્રત પૂરુ કર્યુ અને માતૃઋણમાંથી મુકત કરેલા (ગુ.લી.અ. ૧૪૩) સ્વામી મહારાજની આજ્ઞા અને આશીર્વાદથી ગાંડા મહારાજ ભરૂચમાં આવ્યા. સન્યાસ લઈ જનકલ્યાણ અર્થે ભ્રમણ કરતાં કરતાં દક્ષિણમાં પહોચ્યા. અમર નામના મેળવી ગોદાવરી તટે ગુંજ ગામમાં સમાધિસ્થ થયા.

ગાંડા મહારાજ અને રંગ અવધૂત મહારાજ બન્ને સ્વામી મહારાજના શિષ્ય. ગાંડા મહારાજના ભત્રીજા પૂ.શ્રી છન્નુ મહારાજ પીઠાધીશ છે. દત્ત મંદિર , સભામંડપ, ધર્મશાળા અને ગોદાવરી નદીનો વિશાળ પટ્ટ જોવા લાયક સ્થળો છે.

ગુંજ પરભણી જિલ્લા અને પાથરી તાલુકાનું ગામ છે.

યાત્રા પ્રવાસ ઔઢા નાગનાથથી દર્શન કરી સાંજે અત્રે પહોંચેલ. પાદુકાપૂજન કરી, પ્રસાદ લઈ, રાત્રી રોકાણ કરી, સવારે પરલી વૈજનાથ જવા નીકળ્યા.

## (૧૮) પરલી વૈજનાથ

યાત્રા પ્રવાસ ગુંજથી વહેલી સવારે નીકળી અહીંયા પહોંચ્યો. સ્થાન માટે બે વાર્તા છે. (૧) સ્થાન બિહારમાં સંથાલ પરગણામાં છે (૨) સ્થાન મહારાષ્ટ્રમાં છે.

બન્ને માટે ઉત્પત્તિની કથા લગભગ એક સરખી છે. અસુરરાજા રાવણને ભગવાન શંકરને પ્રસન્ન કરવાની ઈચ્છા થઈ. રાવણે ભગવાનના નિવાસ સ્થાન કૈલાસે પહોંચી તપ શરૂ કર્યુ. વર્ષો સુધી તપ કરવા છતાં ભગવાન પ્રસન્ન ન થયા અને રાવણે કમળપૂજા કરવાનું નકકી કર્યુ. પોતાના દસ મસ્તકો હતા. એક પછી એક મસ્તક કાપી ભગવાનના ચરણોમાં ચઢાવવા માંડયું. મસ્તકરૂપી કમળોનો ઢગલો થયો. ભગવાન ભકતની પરીક્ષા કરતા હતા. રાવણ પણ ભકત જ હતો. છેલ્લે દસમું માથું કાપવાની તૈયારી કરી ત્યાંજ ભગવાન પ્રસન્ન થયા. બધાં માથાં યથાસ્થિત થઈ ગયા અને ભગવાન શંકરે રાવણને વરદાન માગવા કહયું.

રાવણે જણાવ્યું કે જે લિંગ ઉપર મેં કમળપૂજા કરી તે લિંગ હું લંકા લઈ જાઉં. ભગવાને " તથાસ્તુ " કહયું પણ શરત મૂકી કે રસ્તામાં જમીન ઉપર ન મૂકવું. રસ્તામાં મૂકશે તો લિંગ ત્યાં અચલ થઈ જશે.

રાવણ લંકા જવા નિકળ્યો. વાયુવેગે જતો હતો અને લઘુશંકાની અદમ્ય ઈચ્છા થઈ. લિંગ લઈને તો લઘુશંકા માટે જવાય નહીં અને પેશાબ કર્યા વિના પ્રાણ નીકળી જાય તેવું થયું. રસ્તામાં એક આહિર (ભરવાડ) જોયો. તરત તેની પાસે જઈ વિનંતી કરી કે થોડીવાર તું બાણ પકડી રાખ. પેલાએ હા તો પાડી પણ શરત મૂકી કે જો થાકી જઈશ તો નીચે મૂકી

દઈશ. રાવણ સંમત થયો. એણે વિચાર્યુ કે બાણ આટલું બધું વજનદાર નથી કે થાકી જવાય અને હું પણ ઝડપ કરીશ.

આ તરફ રાવણ ગયો અને આહિરને લિંગ ખુબજ ભારવાળું જણાયું. અસહય ભાર લાગતાં તેણે લિંગ પૃથ્વી પર મુકી દીધુ. રાવણ સ્નાનાદિ પરવારીને આવ્યો તો બાણ પૃથ્વી ઉપર જોયું. ખૂબજ બળ કરીને ઉપાડવાનો પ્રયત્ન કર્યો પણ બાણ ઉપડયું નહીં. છેવટે રાવણે પોતાના હાથનો અંગુઠો જોરથી બાણ ઉપર મુકીને દબાવ્યો અને પછી લંકા ગયો. હજુ પણ લિંગના માથા ઉપર ખાડો છે એમ કહેવાય છે. સરસ દર્શન થયા. બહાર બેસી મહિમ્ન , રુદ્રસૂકત પંચાક્ષર સ્તોત્ર, માનસપૂજા કરી. અહીંયાથી તુળજાપુર જવા નીકળ્યા.

## (૧૯) તુળજાપુર

મુંબઈ –સોલાપુર રેલ્વે લાઈન ઉપર કુર્દુવાડી સ્ટેશનથી ગાડી બદલી કુર્દુવાડી–લાતુર લાઈન પર યેડસી સ્ટેશન ઉતરી બસમાં તુળજાપુર જવાય છે. સોલાપુરથી પણ બસ વ્દારા જવાય છે.

પરલી વૈજનાથથી આશરે ૧૨૦ કિ.મી. રોડ માર્ગે તુળજાપુર શહેર વસેલુ છે. તુળજા ભવાની માતાનું એક વિશાળ મંદિર છે. છત્રપતિ શિવાજી મહારાજનાં કુળદેવી છે. તુળજાપુર ગામથી બે એક માઈલના અંતરે આ મંદિર આવેલું છે. દક્ષિણ ભારતનું આ મોટું તીર્થ છે. મૂર્તિ અલૌકિક અને દર્શનીય છે. મંદિરની બહાર આગળ પાછળ મોટો ચોક છે. પાસે પાસે કેટલાંક તીર્થો છે. કલ્લોલ સરોવર છે. ચારે તરફ પગથિયાં છે. ગૌમુખ તીર્થ છે. એમાંથી જળની એક નાની ધારા વહે છે.

પુરાણમાં સહયાદ્રિ ખંડમાં તુળજા મહાત્મ્યનું વર્ણન છે. સતીસાધ્વી, પતિવ્રતા હતી અને તપશ્ચર્યા કરતી તેને દૈત્યોનો રાજા કુકૂર પજવતો. સતીએ જગદંબાની પ્રાર્થના કરી. માતાજીએ પ્રસન્ન થઈ દૈત્યનો સંહાર કર્યો. સતીની પ્રાર્થના પ્રમાણે માતા જગદંબા તુળજા ભવાની સ્વરૂપે યમુનાચલ પર્વત પર સ્થિત થયાં.

યાત્રા/પ્રવાસ પરલી વૈજનાથથી અત્રે આવ્યા. સરસ દર્શન થયાં. બહાર ચોકમાં શક્રાદય સ્તુતિ , દેવી અપરાધ ક્ષમાપન સ્તોત્ર, જગદંબા સ્તુતિ વગેરે કર્યા. અહીંયાથી પંઢરપુર જવા નીકળ્યા.

# (૨૦) પંઢરપુર

તુળજાપુરથી રોડ માર્ગે ૧૫૦ કિ.મી.ના અંતરે દક્ષિણનું / મહારાષ્ટ્રનું ડાકોર એવું પંઢરપુર આવેલું છે. જે ઘણું પ્રખ્યાત છે. અહીં ભગવાન વિઠ્ઠલનાથ– પંઢરીનાથની ઘણી ભક્તિ કરવામાં આવે છે. પંઢરપુરનું મહત્ત્વ શ્રી ગુરુલીલામૃતમાં આપવામાં આવ્યું છે. માતા પિતાની અવજ્ઞા કરનાર પુંડલીક કેવી રીતે માતાપિતાનો ભક્ત બન્યો તે જાણવાથી આપણો ભક્તિભાવ પણ વધે છે. માતાપિતાની ભક્તિથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થયા અને પુંડલીકને દર્શન આપવા પધાર્યા ત્યારે પુડલીક માતાપિતાની સેવા કરતો હતો. માતાના પગ જમણા હાથમાં હતા. આથી ઉઠી પણ ન શકાય કે નમસ્કાર પણ ન કરી શકાય. સ્વાગત કેમ કરવું ? ડાબા હાથે પાસે પડેલી ઈંટ (મરાઠીમાં વિટ) બેસવા માટે આપી. ભગવાન ઈંટ (વિટ) પર કેડે હાથ મૂકી ઉભા રહયા. માતાપિતાની સેવા પછી પુંડલીકે ભાવથી વંદન કર્યા. ભગવાને વરદાન માગવા કહયું ત્યારે પુંડલીકે ઈંટ ઉપર જ ઉભા રહી ભક્તોનો ઉધ્ધાર કરવા વિનંતી કરી. ઈંટ (વિટ) ઉપર ઉભેલ ભગવાન વિઠ્ઠલ નામે જાણીતા થયા. આજે પણ " વિઠ્ઠલ વિઠ્ઠલ " ની ધૂન ચાલુ જ હોય છે. અગીયારસ અને ખાસ કરીને દેવપોઢી અને દેવઉઠી એકાદશીએ તો લાખો ધૂન કરતા કરતા ચાલતા દર્શને આવે છે. ચાલતા દર્શને આવતા ભક્તોનો આખો સંપ્રદાય " વારકરી સંપ્રદાય " છે.

પંઢરપુરમાં ઘણા મંદિરો છે. મુખ્ય મંદિરમાં પૂજા સવારે ચારથી રાત્રે દસ સુધી ચાલે છે. વિઠોબાનું ભવ્ય મંદિર છે. મંદિરની સામે ભક્ત પુંડલિકનું મંદિર છે. નાસિકની માફક અહીંયા પણ સરસ મુક્તિધામ બનાવ્યું છે. ઘણું સરસ સ્થળ છે. આપણી સંસ્કૃતિ વિશે જાણવા મળે છે. મુક્તિધામમાં દાખલ થયા પછી આશરે બે – એક કલાકમાં એ ધામ સંપૂર્ણપણે જોઈ શકાય છે.

અહીંયા ભીમા નદી વહે છે. જે બીજના ચંદ્ર જેવી વાંકી વહેતી હોય છે. આ કારણે એ નદી ચંદ્રભાગા તરીકે પ્રખ્યાત છે. સામા કિનારે શ્રીવલ્લભાચાર્યજીની બેઠક છે જે પણ પ્રસિધ્ધ છે. તે ઉપરાંત લક્ષ્મીમાતા, ગંગામાઈ, ગારેચા ગણપતિ, ગોરા કુંભાર, સંત જ્ઞાનેશ્વરના મંદિરો આવેલાં છે.

યાત્રા / પ્રવાસ તુળજા ભવાનીથી સાંજે પંઢરપુર પહોંચ્યા. રાત્રે દર્શન કરી સવારે અન્ય મંદિરોનાં દર્શન કરી સોલાપુર થઈ અકકલકોટ જવા નીકળ્યા.

## (૨૧) દત્તક્ષેત્ર અક્કલકોટ

અક્કલકોટ રેલ્વે સ્ટેશનથી અકકલકોટ ગામ પાંચ માઈલ દૂર આવેલું છે. આ રેલ્વે સ્ટેશન પર સુપર એકસપ્રેસ કે મેલ ટ્રેન થોભતી નથી. પેસેન્જર ટ્રેન થોભે છે. સોલાપુર–ગુલબર્ગા રેલમાર્ગ પર આ સ્ટેશન આવેલું છે. સોલાપુર થી રાા – ૩ કલાકે બસ વ્દારા અકકલકોટ જઈ શકાય છે. ગાણગાપુર, ગુલબર્ગાથી પણ બસો મળે છે.

પૂ. દત્તાવતારી નૃસિંહસરસ્વતી કદલીવનમાં અર્દશ્ય થયા પછી તેઓ જંગલમાં તપસ્યા કરતા હતા. તેમના શરીર પર માટીના રાફડા થઈ ગયા. એક કઠિયારાએ જંગલમાં આ રાફડાને જોયો અને બે કાણાંમાથી પ્રકાશિત જયોત નીકળતી જોઈને તેણે તે કાણાંમાં ધારદાર વસ્તુ  નાખી. લોહીનો ફૂવારો છૂટયો. કઠિયારો નાસી ગયો તથા ગામમાં જઈને વાત કરતા લોકો એકઠા થયા અને રાફડાને દૂર કરતા અક્કલકોટના સ્વામી બહાર આવ્યા. તેમને કોઈ પર ક્રોધ કે વ્દેષ ન હતો. પ્રથમ મંગળવેઢા  ગામમાં પ્રગટ થઈને અક્કલકોટ ગામમાં  નિવાસ કર્યો ત્યારથી તેઓ અકકલકોટનાં સ્વામી તરીકે ઓળખાવા લાગ્યા. તેઓ ઓછું બોલતા કદી બાળકો જોડે રમતા, કદી ગાંડા જેવું વર્તન કરતા, કદી પિશાચની જેમ ઉકરડા પર પણ બેસી રહેતા. તેમને ખવડાવવું પડતુ અતિ ઉચ્ચ કોટિનાં તેઓ અવધૂત કક્ષાએ પહોંચેલા સંત હતા. તેમનું નામ પૂછતાં  "નૃસિંહભાન, કાશ્યપ ગોત્ર અને રાશિ મીન " એમ એક ભકતને જણાવ્યું હતું. આથી અંતર્ધાન પામેલા નૃસિંહસરસ્વતીજ તેમના સ્વરૂપે રાફડામાંથી પુનઃ પ્રગટ થયા છે. તેમ ભકતો માને છે.

તેમનું જીવન અનેક ચમત્કારોથી ભરેલું છે. ગાંડા થયેલ હાથીને તમાચો મારી તેમણે સાનમાં આણેલો. માનવો પર આક્રમણ કરતી સુંદરી નામની વાંદરીને ગોળીબારમાંથી બચાવી પોતાની ભકત બનાવી હતી. સુંદરી વાંદરી તેમને રોજ પગે લાગતી અને તેમનું કહેલું  કરતી. દારિદ્રથી પીડાતા બાળાપ્પા તેલીની ગરીબાઈ દૂર કરવા તેમણે સાપોલિયાનો ઢગલો બતાવી સાથે લઈ લેવા કહેલો, બ્હીતા બ્હીતા તેના પર (સર્પોનાં ઢગલા પર) વસ્ત્ર નાંખી એક સાપ સાથે લીધો. ઘેર આવી જૂએ છે તો તે સાપનું સુવર્ણમાં રૂપાંતર થયેલું. તેઓને અનેક યોગસિધ્ધિઓ વરેલી હતી. કોઈનું પણ ગુપ્ત પાપ તેમનાથી અજાણ ન હતું. ઘણા જિજ્ઞાસુઓને તેમણે આધ્યાત્મિક માર્ગદર્શન પૂરુ પાડેલું તથા હજુ પણ યોગ્ય જિજ્ઞાસુઓને તેઓ માર્ગદર્શન આપે છે.

**વટ વૃક્ષ મઠ :–**_ આ વટવૃક્ષ મઠ અકકલકોટ ગામની વચ્ચે આવેલો છે. આ વડના ઝાડની નીચે અકકલકોટનાં મહારાજ અવારનવાર નિવાસ કરતા. તેઓશ્રીએ વાપરેલ પલંગ તથા હુકકો સામે દેખાય છે. આ સ્વામીનો મઠ ગુજરાતમાં વડોદરા સુરસાગર તળાવ

પાસે આવેલો છે. બીજો મઠ સુરતમાં આવેલો છે. સુરતમાં પણ તેઓશ્રી વ્દારા વપરાયેલ પલંગ સ્મૃતિ તરીકે દર્શનીય સ્થાન પામ્યો છે. હમણાં જ ભકતોના દર્શાનાર્થે સ્વામીજીની ભવ્ય મૂર્તિ મુકવામાં આવી છે.

તેમનો બીજો મઠ બાળાપ્પા મઠ તરીકે અકકલકોટમાં જ આવેલો છે. બાળાપ્પા તેમના શિષ્ય હતા. મુંબઈમાં કાંદિવલીમાં તેમના શિષ્ય સ્વામીસુત વ્દારા સમર્થ મઠની સ્થાપના થયેલી છે. દંભયુકત આચરણની સ્વામી સમર્થ (અકકલકોટના સ્વામી)ને સખત નફરત હતી. અંતઃકરણ શુધ્ધ હોય તેને સ્વામીજી ચાહતા. એક કોઢી તેમના દર્શને આવ્યો. પોતાની ધૂણીમાંથી બળતુ લાકડુ તેના પર ફેકયું. તે લાકડુ પાણીમાં ઘસીને લગાડતા તેનો કોઢ મટી ગયો હતો.

પંઢરપુરથી મોહોળ ગામે જતા વચ્ચે ભીમા નદી આવે છે. મહાપૂર હતું. નાવડીવાળા એક આનો માંગવા લાગ્યા. સ્વામી સમર્થે કહયું અમારા જેવા સાધુઓ પાસે એક આનો કયાંથી ? નાવડીવાળા માન્યા નહીં તે બધાના દેખતાં તેઓ પાણી ઉપર ચાલતા સામે કિનારે પહોંચ્યા.

તેમના શિષ્યોમાં હિન્દુઓ, મુસલમાન, ખ્રિસ્તી, પારસીઓ ઈત્યાદિ સર્વધર્મના લોકો હતા. ઘણાંઓને તેમણે પારંગત પણ બનાવ્યા છે. તેઓ કોઈ વસ્ત્ર પહેરતા નહીં. અપશબ્દો પણ બોલતા કોક કોકવાર ભકતની કસોટી કરવા પથ્થર આદિનો વર્ષાવ પણ કરતા. પથ્થર કોઈને વાગતો નહીં. વાગે તો અચૂક કલ્યાણ થતું.

ઈ.સ.૧૮૭૮ ચૈત્ર વદ તેરસના રોજ તેમણે સમાધિ લીધી. સમાધિ સ્થાન ઘણું જ પ્રસિધ્ધ છે.

અહીં એક મુખી દત્ત ભગવાનની ભવ્યમૂર્તિ છે. વડવાળા મઠમાં ભકતોને માટે અદ્યતન યાત્રા નિવાસ બાંધ્યો છે. વળી એક સાથે ૧૫૦૦ ભકતો સાથે ભોજન લઈ શકે તેવી ગોઠવણ કરી છે. પીરસવાની વ્યવસ્થા પણ ઉત્તમ છે.

યાત્રા પ્રવાસ; અત્રેથી રાત્રે ૧૦–૦૦ વાગે નીકળી મોડી રાત્રે ગાણગાપુર પહોંચ્યા.પૂજારી શ્રીકલ્લમ ભટે વ્યવસ્થા કરેલી. શિવદત્ત આશ્રમમાં મુકામ કર્યો.

## (૨૨) પ્રસિધ્ધ દત્તક્ષેત્ર ગાણગાપુર

મુંબઈ – મદ્રાસ (રાયચૂર) રેલવે માર્ગ પર ગાણગાપુર રોડ સ્ટેશન આવેલું છે. આ સ્થળ પૂના થી તે ૨૧૮ માઈલ તથા મુંબઈ થી ૫૫૦ માઈલ દૂર આવેલું છે.

ગાણગાપુર રોડ સ્ટેશનથી ગાણગાપુર ગામ ચૌદ માઈલ દૂર આવેલું છે. ત્યાં જવા બસ અને બીજા વાહનો મળે છે. શ્રીગુરુચરિત્રમાં આ સ્થાન મણિગિરી અથવા મથિચલ પર્વતની તળેટીમાં આવેલું જણાવ્યું છે. ગાણગાપુર ગુલબર્ગા જિલ્લાના અફઝલપુર તાલુકામાં આવેલું છે.

ગાણગાપુર તીર્થક્ષેત્ર ભીમા અને અમરજા નદીના સંગમ પર આવેલું છે. તે ગંધર્વપુર, ગંધર્વપત્તન, ગાણગાભવન નામે પણ ઓળખાય છે

**પુરાણોમાં ગાણગાપુરનો મહિમા** : જાલંધર પુરાણમાં આ સ્થળનો ઉલ્લેખ ગંધર્વપુર નામે છે.

**ભીમા નદીની ઉત્પત્તિ :–** ત્રિપુર નામના મહાદૈત્યનો વધ કરી શંકર ભગવાન સહયાદ્રી પર્વત પર તપસ્યા માટે બેઠા. તપ કરવાને લીધે તેમને પુષ્કળ પરસેવો થયો જે નદી રૂપે વહેવા લાગ્યો. તે પ્રવાહ પંઢરપુર પાસે અર્ધચંદ્રાકાર વહે છે આથી તે ચંદ્રભાગા નામે ઓળખાય છે. તે જ પ્રવાહ ગાણગાપુર આગળ ભીમા નદી રૂપે વહે છે.

**અમરજા નદીની ઉત્પત્તિ** :– પુરાતન કાળમાં જાલંધર નામે એક રાક્ષસ હતો. તેના અત્યાચારથી સમગ્ર પૃથ્વી પરના પ્રાણીઓ ભયભીત હતાં. તેણે દેવો સાથે યુધ્ધ કર્યુ જેમાં ઈન્દ્ર આદિ દેવોનો પરાજય થયો. જાલંધરની માયાને લીધે તેનાં દરેક રકતબિંદુમાંથી નવા દૈત્ય નિર્માણ થતા હતા. આ સંકટનો પ્રતિકાર કેમ કરવો તે અંગે માર્ગદર્શન માટે ઈન્દ્ર શંકર ભગવાન પાસે ગયા.

શંકર ભગવાને રૌદ્ર રૂપ ધારણ કર્યુ અને રાક્ષસોને મારવા નીકળ્યા. વધુમાં શંકર ભગવાને મૃત થયેલા દેવો માટે અમૃત લાવવા ઈન્દ્રને કહયું. કળશમાંથી અમૃત છાંટતાં જ મૃત અવસ્થાના દેવો જીવંત થયા. ઈન્દ્ર વધેલું અમૃત પાછુ લઈ જતા હતા ત્યારે શંકર ભગવાને આજ્ઞા કરી કે તે પૃથ્વી પર રેડી દો આથી કલિયુગમાં લોકોને માટે તે તારક બનશે. અમૃતની જે ધારા વહી અને ભીમા નદીને મળે છે તેજ આ અમરજા નદી. પદ્મપુરાણમાં પણ અમરજા નદીનો ઉલ્લેખ જોવા મળે છે.

અમરજા નદી પૂર્વવાહિની તથા ભીમા નદી ઉત્તરવાહિની હોઈ બંનેનો મનોહર સંગમ થયો છે. આ સ્થળ સંગમ તરીકે ઓળખાય છે. શ્રીનૃસિંહસરસ્વતી મહારાજ નૃસિંહવાડી છોડીને અહીં લગભગ બે તપ (૧૨/૨ – ૨૪ વર્ષ) રહયા. ઈ.સ. ૧૪૩૪માં શ્રીનૃસિંહસરસ્વતી મહારાજ અહીં આવ્યા અને ઈ.સ. ૧૪૫૮માં શ્રી શૈલગમન કરી શિવ સ્વરૂપ થયા.

**ગાણગાપુરનો મઠ અથવા નિર્ગુણ પાદુકામંદિર :–**

ગાણગાપુરમાં આવેલો શ્રીગુરુ મઠ એ ગામમાં મધ્ય ભાગે આવેલો છે. આ મઠનું સ્વરુપ મંદિર જેવું શિખરબંધ નથી પણ ધાબાવાળા ઘર જેવું છે.

મઠની પૂર્વમાં તથા પશ્ચિમમાં એમ બે મહાવ્દાર (પ્રવેશ વ્દાર) આવેલા છે. પશ્ચિમનું પ્રવેશ વ્દાર ખાસ્સુ મોટું હોઈ તેના પર નગારખાનું છે. ત્યાં ત્રિકાળ પૂજાના સમયે નગારાં (ઢોલ) વાગે છે.

મઠની પૂર્વે મહાદેવ, દક્ષિણે ઔદુમ્બર તથા તેની નીચે ગણપતિ, પાર્વતી તથા મહાદેવની મૂર્તિઓ આવેલી છે.

પશ્ચિમમાં અશ્વત્થ વૃક્ષ છે. આ વૃક્ષની ફરતે નાગનાથ, હનુમાન અને તુલસી વૃંદાવન છે. અશ્વત્થ વૃક્ષ પર પહેલાં બ્રહમરાક્ષસ રહેતો હતો. તેનો ઉધ્ધાર પૂ.નરસિંહ સરસ્વતી સ્વામી મહારાજે કર્યો અને રાજાને ત્યાં મઠ બાંધવા કહયું.

ઉત્તરમાં હનુમાનજી, ગણપતિ અને અશ્વત્થ છે. મઠમાં પૂર્વ પાંચ, પશ્ચિમમાં એક તથા ઉત્તરમાં સાત ઓરડીઓ છે. ત્યાં સેવાધારીઓ અનુષ્ઠાન કરે છે.

**નિર્ગુણ પાદુકા મંદિર :–** મઠના દક્ષિણ ભાગે ઉત્તરાભિમુખ શ્રીગુરુપાદુકાનું ગર્ભગૃહ છે. તેની સામે ફરસબંધ સભા મંડપ છે. ગર્ભગૃહ પશ્ચિમાભિમુખ દેખાય છે.

અંદર પશ્ચિમના ગોખલામાં વિઘ્નહર ચિંતામણી એટલે વાલુકામય (રેતીના) ગણપતિની શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી મહારાજે સ્થાપન કરેલી મૂર્તિ છે. છસ્સોથી પણ વધારે વર્ષો પહેલા શ્રીનૃસિંહસરસ્વતીએ મઠ પ્રવેશ કર્યો ત્યારની આ મૂર્તિ પ્રતિષ્ઠા પામેલી છે.

શ્રીગુરુપાદુકાની ત્રિકાળ પૂજામાં આ વાલુકામય ગણેશ મૂર્તિની પૂજાનું વિશેષ માહાત્મ્ય છે. ગર્ભગૃહમાં શ્રીગણેશ સામે દક્ષિણ બાજુએ પશ્ચિમાભિમુખ નાનુ બારણુ છે. આ બારણાથી સોંવળામાં (અબોટિયુ પહેરી) અંદર પ્રવેશ કરી શકાય છે. દરવાજાથી આડા પ્રવેશ લઈ શકાય છે. આજ ભીંતમાં એક નાનકડો ઝરુખો છે. આ ઝરુખો (જોવાની બારી) તથા ચાંદીના પતરાથી મઢેલું નાનુ વ્દાર છે. અહીંયાથી ત્રિમૂર્તિનું મનોહર દર્શન થાય છે. આ ત્રિમૂર્તિના આસન પર જ શ્રીગુરુની પાદુકાઓ રાખવામાં આવી છે. આ પાદુકાઓ "નિર્ગુણ પાદુકાઓ " નામે ઓળખાય છે. આ પાદુકાઓ શિલા પર કોતરેલી નથી પરંતુ ચલ સ્વરુપની છે. આ પાદુકાની અંદર શું છે તેની કોઈને ખબર નથી. આ નિર્ગુણ પાદુકાઓ ચાંદીના પતરાથી મઢાવેલી પેટીમાં બંધ રાખવામાં આવે છે. આ

પાદુકાઓ પેટી બહાર કાઢી ચાંદીના પતરાના વેસ્ટનમાં ભકતોના દર્શનાર્થ મુકવામા આવે છે.

આ પાદુકાઓ પર અત્યાર સુધીમાં પાણી, દૂધ ઈત્યાદિ પ્રવાહીનો એકપણ વખત સ્પર્શ થયો નથી. તેના પર કેશરયુકત ચંદનનો લેપ થાય છે અને હળવા હાથે અત્તર લગાડવામાં આવે છે. આ પાદુકાઓનો આકાર જાંબુના બી જેવો લંબગોળ છે. વજનમાં ફૂલ જેવી હલકી છે. પાદુકાઓ એક ફૂટ લાંબી, છ ઈંચ પહોળી અને ઉંચી મખમલની નાની ગાદીઓ પર મુકેલી છે.

અનેક સાધુસંતોને આ પાદુકામાં શ્રીગુરુનાં દર્શન થયા છે. આ પાદુકાઓમાં શ્રીદત્ત ભગવાન સ્થિત છે. ગાણગાપુરનું વિશેષ માહાત્મ્ય પણ આ પાદુકાને લીધે છે. ગાણગાપુરમાં શ્રીનૃસિહંસરસ્વતી મહારાજ ગુણાતીત, રુપાતીત થઈ નિર્ગુણ સ્વરુપ પામ્યા તેથી આ પાદુકાઓ " નિર્ગુણ પાદુકા " તરીકે ઓળખાય છે.

**ગાણગાપુરનો નિત્યક્રમ :–** ગાણગાપુરના મઠમાં પ્રાતઃકાળે સાડા ત્રણથી નિત્યક્રમ શરૂ થાય છે. પ્રભાતે એક કલાક પૂજા ચાલે છે. ભોયરાંના ગર્ભગૃહમાં કડક શુચિર્ભૂતપણે પુજારીઓ પૂજા કરે છે. તે સમયે બીજા કોઈને અંદર જવાની મનાઈ છે. પૂજા, સંકલ્પ, ન્યાસ થયા પછી પૂજાનાં દસ શાલીગ્રામ ત્રણ શિવલિંગો, શંખ ઈત્યાદિની યથોચિત પૂજા કરવામાં આવે છે. તે પછી નિર્ગુણ પાદુકાની પૂજા અત્તર, કેશર, અષ્ટ ગંધ, ધૂપ–દીપ નિવેદ અને આરતીથી થાય છે. પછી વિઘ્નહર (ગણપતિ)ની પૂજા થાય છે અને પછી પરિસરના દેવતાઓની પૂજા થાય છે. બપોરે પણ પૂજા થાય છે. તે પછી નિત્ય ત્રણ થાળીઓમાં પુરણ પોળીનું મહાનૈવેદ્ય ધરાવવામાં આવે છે. સાંજના પાંચ વાગે કથા કીર્તનના કાર્યક્રમો હોય છે. જે ભકતો મહાપૂજા, અભિષેક કરવા ઈચ્છતા હોય તેઓ સભામંડપમાં બેસી શિવલિંગ અને શ્રીગુરુની પૂજા માટેની બીજી પાદુકાઓ પર લઘુરુદ્ર આદિથી અભિષેક પૂજા કરે છે. બપોરની આરતી અને થાળ સુધી ભકતોને બહારથી શ્રીપાદુકાના દર્શનનો લાભ મળે છે. તે પછી કોઈને પણ નિર્ગુણ પાદુકાના દર્શન થતા નથી. સાંજે ૭ વાગે અહીં પંચોપચાર પૂજા, ધૂપારતી, દીપારતી, કર્પુરારતી, પુષ્પાંજલિ થયા પછી ઈંદુ કોટી સ્તોત્ર સહિત અનેક ભજનો/ પદો બોલાય છે. આ ભજનો બોલતા મઠ ફરતે ત્રણ પ્રદક્ષિણા ફરવામાં આવે છે. તે પછી તીર્થ વિતરણ, પ્રસાદ પાનબિડુ અર્પણ થઈ શયન આરતી થયા પછી મંદિર બંધ થાય છે. દરરોજ ત્રિકાળ પૂજા સમયે ઢોલ નગારાં વાગે છે.

દર ગુરુવારે પાલખીનો કાર્યક્રમ હોય છે. રાત્રે ૮ વાગે પાલખી નીકળે છે. પાલખીમાં ઉત્સવમૂર્તિ મુકવામાં આવે છે. પાલખીની આગળ પહેલાં પુરુષ ભકતો હોય

છે. પછી સ્ત્રી ભકતો હોય છે અને પછી પાલખી હોય છે. પાલખી બે પ્રદક્ષિણા પૂરી કરે એટલે જે ભકતોએ પાલખી નિમિત્તે પૈસા ભર્યા હોય તેઓ જમીન પર ઉંધા સૂઈ જાય છે. તેમના ઉપરથી પાલખી ઉંચકનારા પસાર થાય છે. જેમના શરીર પરથી પાલખી પસાર થાય તેમની સર્વ આધિ, વ્યાધિ, ઉપાધિ દૂર થાય છે, તેવી માન્યતા છે. પાલખી અંગે નાણાં ભરનારને છડી, ચામર ઉચકવાની પણ સેવા મળે છે. પાલખીની સમાપ્તિ પછી ઉત્સવમૂર્તિ નાણા ભરનારના ખોળામાં એકાદ મિનિટ મૂકી શકાય છે. પછી ઉત્સવમૂર્તિ ગર્ભગૃહમાં મુકવામાં આવે છે. પાલખી પછી શયનઆરતી, વિડા (તાંબુલ) સ્તુતિ થયા પછી તીર્થ પ્રસાદ વિતરણ થાય છે , તે પછી આરતી. રાત્રે ૯ાા વાગે મંદિર બંધ થાય છે.

**માધુકરીની પ્રથા :–** બપોરે ૧૨ વાગે આરતી પછી ભકતો પૂજારીઓને ઘેર માધુકરી માંગે છે. દત્ત ભગવાન પણ માધુકરી માંગતા હોવાથી તેનું અહીં વિશેષ આકર્ષણ છે. જે યાત્રાળુઓને માધુકરી આપવી હોય તેઓ પુજારીઓને પૈસા આપી તે નિમિત્તે અન્નદાન કરી પુણ્ય ઉપાર્જન કરી શકે છે.

અહીં પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ યાત્રાર્થે આવ્યા હતા ત્યારે તેઓશ્રીએ માધુકરી આપી હતી તે સમયે દત્ત ભગવાન સાધુવેશે માધુકરી માંગવા આવ્યા હતા અને દસ ડગલા ચાલીને અદ્રશ્ય થયા હતા તે એક ભકતે જોયુ પણ હતું. સપ્તાહમાંથી સપ્તતીર્થી પુસ્તકમાં આ પ્રસંગનું વર્ણન છે.

અનુષ્ઠાન કરતાં ભકતો પણ પાંચ ઘેર માધુકરી માંગીને નિર્વાહ કરી શકે છે. કેટલીકવાર અલ્પ અન્ન પણ મળે. ઓછા ખોરાકમાં મનની કેવી સ્થિતિ રહે તે અનુભવનોજ વિષય છે. શ્રીદત્તનામ સંકીર્તનમાં પૂ.શ્રી બાપજીએ " શ્રી દત્ત દત્ત લઘુ ભોજન દત્ત દત્ત " આ નામથી મિતાહાર (અલ્પ આહાર)નો મહિમા ગાયો છે. માધુકરી માંગવાથી વ્યકિત ગમે તેટલો શિક્ષિત કે શ્રીમંત હોય તો તેનો અહંકાર ઓછો થાય છે. માધુકરી આપવાથી (ફકત ગાણગાપુરમાંજ નહીં સર્વત્ર સાધુ– ભૂખ્યાને અન્ન આપવું) સંપત્તિનું અસમાન વિતરણ (સમાજમાં) કાંઈક અંશે સમાન બને છે.

**ગાણગાપુરમાં ભૂતપ્રેતને મુકિત :–**_ ગાણગાપુરમાં ભૂતગ્રસ્ત વ્યકિતએ ત્યાં સેવા કરી માધુકરીથી પેટ ભરવાનું રહે છે. જયારે તેમની સેવાથી દત્ત ભગવાન સંતુષ્ટ થાય ત્યારે અતૃપ્ત આત્માનો ઉધ્ધાર થાય છે અને ભૂતપીડિત વ્યકિતને પણ રાહત મળે છે. દરેક આરતીનાં સમયે પ્રેત–પિશાચ દત્ત ભગવાનનું તેજ સહન કરી શકતા નથી. આથી તેઓ દત્ત ભગવાન અમને છોડાવો એવી બુમો પાડે છે. ગુજરાતમાં સારંગપુર હનુમાન આગળ જેમ પિશાચગ્રસ્ત લોકો આવે છે તેમ ગાણગાપુરમાં પણ સમગ્ર ભારતભરમાંથી

આવા લોકો આવે છે. મંદિરમાં બેઠા બેઠા હરિસ્મરણ કરે છે અને આરતી સમયે ભૂતો તેમના વ્દારા બુમો પડે છે.

અહીં કોઈ પૂજારી વ્દારા ભૂત કઢાતુ નથી. પરંતુ સ્વયં દત્તભગવાન અદૃશ્યરૂપે આ કામ કરે છે. છેક બંગાળ, આસામથી શરૂ કરી કેરળ સુધીના ભૂતગ્રસ્ત લોકો બાધા નિવારણ અંગે આવે છે. દત્ત ભગવાનનું આ જાગૃત સ્થાન હોવાથી નાથપંથીય સાધુઓ તથા બીજા ઘણાં સંપ્રદાયના ભકતો વિશેષ આધ્યાત્મિક માર્ગદર્શન માટે સાધનાના ઉપસર્ગોને દૂર કરવા આવે છે. ભૂતગ્રસ્ત લોકોને કરવી પડતી સેવાનો સમય થોડા દિવસોથી માંડીને કેટલાંક વર્ષોનો પણ હોઈ શકે છે. કેટલીકવાર ભકતોને સ્વપ્નમાં કે ત્યાં પધારેલા સંતો વ્દારા પણ માર્ગદર્શન મળે છે. ખરેખર ગાણગાપુર એ એક અદ્ભુત દત્તક્ષેત્ર છે.

**ગાણગાપુર સંગમઃ–** ગાણગાપુર ગામથી નૈઋત્ય દિશામાં દોઢ–બે માઈલ દૂર ભીમા–અમરજાનો સંગમ આવેલો છે. આ સંગમ પર જ શ્રીનૃસિંહસરસ્વતી મહારાજે ૨૪ વર્ષ તપસ્યા કરી હતી. સ્વામીજી સંગમ પર નિત્ય અનુષ્ઠાન કરતા હતા. આથી સંગમ એ તેઓશ્રીની અનુષ્ઠાન ભૂમિ તરીકે પ્રખ્યાત છે. સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે ઘણાં સાધકો કિનારાની રેતી પર ધ્યાનસ્થ દેખાય છે. " અવધૂત ચિંતન શ્રીગુરુદેવ દત્ત " ના જયઘોષથી વાતાવરણ વધુ આહ્લાદક તથા પાવન લાગે છે.

જયાં શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી મહારાજનાં અનુષ્ઠાન સમયનો અશ્વત્થ જીર્ણ થયો છે ત્યાંજ માનકુડ મંદિર બાંધવામાં આવ્યુ છે. આ મંદિરમાંજ અશ્વત્થ નીચે પાદુકા અને શિવલિંગની સ્થાપના કરવામાં આવી છે. આ શિવલિંગ સંગમેશ્વર શિવલિંગ નામે ઓળખાય છે. મંદિર ફરતે વિશાળ સભામંડપ છે. મંડપ સામે તુલસી વૃંદાવન છે અને ત્યાં હનુમાનજીની મૂર્તિ છે. મંદિર નજીક ત્રણ ધર્મશાળાઓ છે.

સંગમ પાસેજ ભસ્મનો એક મોટો ડુંગર આવેલો છે. અહીંથી ભકતો વ્દારા ભસ્મ લઈ જવા છતાં તે ખુટતી નથી. પૂ.શ્રીરંગ અવધૂત મહારાજને આ વિશે પૂછતાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે સેંકડો યજ્ઞો અહીં સંપન્ન થવાથી તે ભસ્મ હજુ જમીનમાંથી નીકળે છે. અહીંનો ઘાટ પણ વિસ્તિર્ણ છે. તેમાં શ્રીનાનામહારાજ તરાણેકરે સારુ એવુ યોગદાન આપેલુ છે.

**ગાણગાપુરનાં આઠ પ્રસિધ્ધ તીર્થો :–** ગાણગાપુર થી સંગમ વચ્ચે પ્રસિધ્ધ આઠ તીર્થો આવેલા છે. તેમના નામ આ પ્રમાણે છે. (૧) ષટકુળ તીર્થ (૨) નરસિંહ ઉર્ફે

મનોરથ તીર્થ (૩) ભાગિરથી ઉર્ફે વારાણસી તીર્થ (૪) પાપવિનાશી તીર્થ (૫) કોટીતીર્થ (૬) સદપાદ તીર્થ (૭) ચક્રતીર્થ (૮) મન્મથ તીર્થ

**શુદ્રનું ખેતર તેમાં શ્રી ગુરુની પાદુકા :–** જે શુદ્રને શ્રીગુરુએ કાચી જુવારને કાપી નાખવા કહયું હતું અને તેને કાપી નાંખ્યા પછી પુષ્કળ વરસાદ થઈને જુવારનો અનેક ગણો પાક મળ્યો હતો તે ખેતર અષ્ટતીર્થોમાં વચ્ચે આવે છે. ત્યાં એક ઝાડ નીચે શ્રીગુરુની પાદુકાઓ છે. તે ખેતર ખેડૂતનાં વંશજો પાસે છે.

" **વંધ્યા ભેંસ દુઝવી દેવ** " એ પ્રસંગ પણ અહીંયા જ બનેલો. " નિમેષ માત્રે તંતુક એક પહોંચાડયો શ્રી શૈલે દેખ " અને બ્રાહ્મણ સ્ત્રીનો મૃત ભરથાર કીધો સજીવન તેં નિર્ધાર ' આવી ઘણી લીલાઓ અહીંયા થયેલી.

યાત્રા / પ્રવાસ અહીંયા અકકલકોટ થી મોડી રાત્રે આવ્યા. પુજારી શ્રીકલ્લમ ભટે શિવદત્ત ધર્મશાળામાં વ્યવસ્થા ગોઠવેલી. બીજે દિવસે પૂજન, માધુકરી, પાલખી વગેરે કર્યુ. ભકિતભાવપૂર્વક સંગમસ્નાન અને દર્શન કર્યા. દત્ત ભકતો માટે આ અગત્યનું સ્થળ છે. નિર્ગુણ પાદુકાને અત્તર, કેશર, રેશમી વસ્ત્ર વગેરે અર્પણ કર્યા. અહીંયાથી ગુલબર્ગા થઈ મણિકનગર થઈ રાયચુર. (કુરવપુર–શ્રીશૈલ) જવા નીકળ્યા.

## (૨૩) દત્તક્ષેત્ર માણિકનગર

અમદાવાદથી મદ્રાસ જતી કે બેંગ્લોર જતી ટ્રેનમાં ગેલબર્ગા સ્ટેશને ઉતરી બસ વ્દારા કે અન્ય વાહન વ્દારા માણિકનગર જવાય છે.

જૂના નિઝામ રાજયના ગુલબર્ગા , કલ્યાણ અને બેદર (હાલમાં બિડર BIDAR) આ ત્રણ શહેરની વચ્ચેનો ત્રિકોણ પ્રદેશ પુરાતનકાળમાં મણિચૂલ પર્વત અથવા મણિગિરી નામે ઓળખાતો. તેનું બીજુ નામ વૃષભાદ્રિ પણ હતુ. ભૂપ્રદેશ બળદ આકારનો હોવાથી વૃષભાદ્રિ નામ પડયું એમ કહેવાય છે. પુરાણકાળમાં આ પ્રદેશમાં મણિમલ્લ નામના રાક્ષસનો ભગવાન શંકરે પ્રચંડ યુધ્ધ કરીને વધ કર્યો હતો. આવુ કથાનક મલ્લરિમાર્તંડમાં છે. આ ડુંગરાળ પ્રદેશની માટી લાલ રંગની છે. તેમાં લોહતત્ત્વ વધારે હોવાથી અહીંના રહિશો સામાન્યતઃ શૂરવીર છે. લિંગાયત સંપ્રદાયના સ્થાપક શ્રીબસવેશ્વર પણ આ પ્રદેશમાં જ થઈ ગયા.

**અનોખો દત્તાવતારઃ–** દત્તાત્રેય ભગવાનનાં બીજા અનેક અવતાર વૈરાગ્યપ્રધાન હોઈ તેમણે લક્ષ્મીને પોતાનાથી નજીક નથી રાખી અને એકદમ સાદુ જીવન જીવ્યા છે. દત્ત ભગવાને સ્વેચ્છાથી એક અવતાર એવો લીધો જે અઢળક સંપત્તિની વચ્ચે રમતો હોય. આ અવતાર એટલે માણિકપ્રભુનો અવતાર. માણિકપ્રભુ અત્યંત કિંમતી વસ્ત્રો પરિધાન કરતા, ગળામાં મોતીની માળા, કાનમાં સુવર્ણ કર્ણભૂષણો, માથે જરીનો શિરપેચ, આંખોમાં સુરમો અને હાથમાં હુકકો આવું તેમનું બાહય સ્વરૂપ હતું . જોકે તેમનું અંતર નિર્લેપ હતું

**સકલમત સંપ્રદાયઃ–** તેમણે આપેલ દત્ત ઉપાસનાની પરંપરાને " સકલમત સંપ્રદાય " નામ આપ્યું છે. તે કોઈપણ બીજા સંપ્રદાયની ટીકા કે વિરોધ કરતો નથી. તેમનો ઉપાસ્યદેવ એટલે શ્રીચૈતન્યદેવ (આત્મદેવ) છે. આ સંપ્રદાયમાં શ્રીદત્તાત્રેયની શકિત મધુમતી સહિત તેમની ઉપાસના કરવામાં આવે છે. શ્રીસદ્‌ગુરુ માણિકપ્રભુ (૧૮૧૭–૧૮૬૫) નાં સમયે પણ તેમનાં શિષ્ય વ્યંકમ્મા એ મધુમતિ શકિતનો અવતાર હતો. તેમની સમાધિ સામે જ આવેલી છે. તેઓ શ્રીઅકકલકોટ સ્વામીના સમકાલિન હતા. નાનપણથી જ શ્રીમાણિકપ્રભુમાં અલૌકિક શકિતઓ જોવામાં આવતી. બેદરથી માણિકપ્રભુ મ્યાનામાં (બંધપાલખી) બેસીને આવતા હતા ત્યારે આ સ્થળે કાંટાવાળી વનસ્પતિમાં એ બંધપાલખી એવી અટવાઈ ગઈ કે બિલકુલ ખસી નહીં એટલે માણિકપ્રભુ ત્યાં ઉતર્યા. ઈશ્વરે તેમના માટે આ કાર્યસ્થળ નકકી કર્યુ હતું. તે સ્થળ એટલે જ આ માણિકનગર. માણિકનગર બે નદીઓના સંગમ પર વસેલુ તીર્થક્ષેત્ર છે. નદીઓના નામ છે. ગુરુગંગા અને વિરજી. સંગમ પર ક્રિયાઓ કરવાથી જીવાત્માને મુકિત મળે છે.

**પાંચ પીઠાધીશ :–** આ તીર્થક્ષેત્રનાં સ્થાપક શ્રીસદ્‌ગુરુ માણિકપ્રભુ નામે ઓળખાય છે. તેમની સમાધિની જગ્યા તેઓએ સ્વયં નકકી કરી હતી. તેઓએ તેમની હયાતિમાં જ મોટાભાગનું ચણતર પુરુ કરાવી ફકત ચાર કે પાંચ અંતરંગ શિષ્યોને જાણ કરી જીવંત સમાધિ લીધી. ઈતર ભકતોને સમાધિસ્થ થયા તેની જાણ ચોથે દિવસે થઈ. સમાધિનો દિવસ હતો તા. ૨૯મી નવેમ્બર,૧૮૬૫ : માગસર સુદ–૧૧ (ગીતાજયંતી)

**શ્રી મનોહર માણિકપ્રભુઃ–** સમાધિ પહેલાં પ્રભુએ તેમના ભાઈ તાત્યા સાહેબના દીકરા શ્રી મનોહર માણિકપ્રભુને પોતાના ખોળામાં બેસાડી અનુગ્રહ આપી પોતાનો હાર પહેરાવ્યો. ત્યારે તેઓ ફકત સાત વર્ષના હતા. તેઓ પહેલાં આપ્પા સાહેબ નામે ઓળખાતા. ગાદીનશીન થયા પછી શ્રીમનોહર માણિકપ્રભુ તરીકે ઓળખાયા.

**શ્રી માર્તંડ માણિકપ્રભુ :–** શ્રીમનોહર માણિકપ્રભુ પછી તેમના સહોદર શ્રીખંડેરાવ પીઠાધિશ થયા. તેમણે માર્તંડ નામનો ગ્રંથ લખ્યો છે.

**શ્રી શંકર માણિક પ્રભુ :–** શ્રી માર્તંડ માણિકપ્રભુ પછી તેમના ભાણા શ્રીશંકર માણિકપ્રભુ તરીકે ઓળખાયા

**શ્રી સિદ્ધરાજ માણિકપ્રભુ :–** શ્રીશંકર માણિકપ્રભુના દીકરા અને હાલના પીઠાધીશ શ્રીસિધ્ધરાજ માણિકપ્રભુએ પાંચમાં પીઠાધીશ તરીકે જવાબદારી સ્વીકારી છે. તેઓશ્રીએ ગ્વાલિયરની પબ્લીક સ્કૂલમાં શિક્ષણ લીધુ છે. તેઓશ્રીએ પોતે પણ અહીં માણિકનગર પબ્લિક સ્કૂલ સ્થાપી છે. નારેશ્વર શ્રીઅવધૂત નિવાસ ટ્રસ્ટનાં નિમંત્રણથી તેઓશ્રી ગુજરાતમાં નારેશ્વર, કોસંબા, ગાંધીનગર, વડોદરા, અમદાવાદ આમ ઘણા સ્થળે પધાર્યા હતા.

**ઉત્સવોઃ–** અહીં ફાગણ મહિનામાં વેદાંત સપ્તાહનો ઉત્સવ હોય છે. તદુપરાંત દત્તજયંતીના ઉત્સવમાં સાંજના " દરબાર " શરૂ થઈ બીજા દિવસે સવારે પૂરો થાય છે. પીઠાધીશ માણિકપ્રભુ સર્વભક્તોને એક જ આસને સ્વહસ્તે પ્રસાદ આપે છે. દૂરદૂરથી હજારોની સંખ્યામાં ભકતો આવે છે.

**મુસલમાનો પર પ્રભાવ :–** હિન્દુ લોકો માણિકપ્રભુને દત્ત ભગવાનનો અવતાર માને છે. જ્યારે મુસલમાનો તેમને અવધૂતની જેમ વિચરણ કરતા મહમુદ સુબહાનીનો અવતાર સમજે છે. બેદરના મુસલમાનોએ તેમને " પીરાને પીર દસ્તગીર " એવો ઈલ્કાબ આપ્યો છે. મહમંદ સુભાનીને પણ મુસ્લિમ સૂફી સંપ્રદાયવાળા સ્મર્તૃગામી સમજે છે. ગ્યારવી (અગિયારસ) નિમિત્તે અહીં હજારો મુસલમાનો ભેગા થતા. શ્રીસદ્‌ગુરુ માણિકપ્રભુ એકત્ર થયેલા મુસ્લિમ ફકીરોને ગાદી નીચે હાથ નાંખી મુઠી ભરીને પૈસાની ખેરાત કરતા.

**મુસ્લિમ સમાજ માટે છલ્લાનું અસ્તિત્વઃ–** ઉદારમતવાદી મુસલમાનો પ્રભુને મહમદ સુબહાનીનો અવતાર માને છે. મુસ્લિમ ભકતોને તેમના સંપ્રદાય અનુસાર આરાધના કરવા સહેલુ પડે તે માટે માણિકનગરની ઉત્તરે છલ્લો બાંધવામાં આવ્યો છે. આ છલ્લામાં સર્વ પ્રથમ પ્રભુએ પોતાનો તાજ મૂકી પછી ચબુતરો ચણ્યો છે. મુસલમાન ધર્મ અનુસારના સર્વ ઉત્સવો સમારંભો અહીં ઉજવાય છે. ગ્યારવી એટલે મુસ્લિમ રજ્જબ મહિનાની અગિયારસ.

**વૈદિક પાઠશાળા :–** અહીં આધુનિકતા સાથે પ્રાચીનતાનો સુભગ સંયોગ જોવા મળે છે. સંસ્થા સ્થાપિત પબ્લીક સ્કૂલમાં ક્રિકેટ ઈત્યાદિ રમતો સાથે ધ્યાન જેવી બાબતોને પણ શિક્ષણ સાથે સાંકળી લેવામાં આવી છે. તે જ પ્રમાણે વૈદિક સંસ્થાને ટકાવી રાખવા વેદ પાઠશાળાની સ્થાપના કરવામાં આવી છે. અહીં અવારનવાર યજ્ઞો પણ થતા રહે છે. અનેક સંગીતકારોએ અહીં પોતાની સેવા આપી છે.

**વ્યંકમ્માનું મંદિર :–** શ્રીસદ્‌ગુરુ માણિકપ્રભુનાં શિષ્યા વ્યંકમ્મા સમાધિસ્થ થયા પછી ત્યાં સમાધિ મંદિર ઉભુ કરવામાં આવ્યું છે. વ્યંકમ્માએ દત્ત ભગવાનની શકિત મધુમતીનો અવતાર માનવામાં આવે છે. દેવી તરીકે તેની ઓળખ છે. અહીં કરેલી માનતાઓ ફળે છે.

યાત્રા / પ્રવાસ ગાણગાપુર થી નીકળી ગુલબર્ગા થઈને અહીંયા પહોંચ્યો. ગુલબર્ગાથી લગભગ ૪૦ કિ.મી.ના અંતરે છે. પૂ.સિધ્ધરાજ મહારાજનાં દર્શનનો લાભ મળ્યો. તેઓશ્રીના વિચારો અને શિક્ષણ માટેની ધગશ જોઈ ખૂબ આનંદ થયો. વીડીઓગ્રાફર ભાઈઓએ બધી પ્રવૃત્તિ કંડારી લીધી.

યાત્રા પ્રવાસ માણીકનગરથી રાયચુર તરફ રવાના થયો.

## (૨૪) રાયચુર

માણિકનગર થી આશરે ૨૩૪ કિ.મી.ના અંતરે રોડમાર્ગે રાયચુર જવાય છે. રાયચુરથી કુરવપુર, શ્રી શૈલમ અને ગોકર્ણ જવાય છે.

રાયચુરમાં નંદીશ્વર મહાદેવ, હનુમાન મંદિર, અંબામાતાનું મંદિર દર્શનીય છે. નંદીશ્વર મહાદેવ ગુફામાં છે. મંદિર ઉપરના પથ્થર નંદિ આકારે ગુફા પર વિદ્યમાન છે.

## (૨૫) શ્રીપાદશ્રીવલ્લભનું તપસ્યા સ્થળ
## કુરુગડ્ડી કે કુરવપુર
## (ઈ.સ. ૧૩૨૩– ૧૩૫૩)

ભગવાન દત્તના પ્રથમ અવતાર શ્રીપાદશ્રીવલ્લભનું આ તપસ્યા સ્થળ છે. કૃષ્ણાનદીના વલયાંકિત પ્રવાહમાં આવેલો બેટ એટલે જ કુરુગડ્ડી. અહીં તેલગુ અને કન્નડ એમ બે ભાષા બોલાય છે. મરાઠી ભાષા પણ ચાલે.

શ્રીપાદશ્રીવલ્લભ તીર્થયાત્રા કરી તપસ્યા માટે અહીંજ રહયા. તેઓ રોજ એક હજાર સૂર્ય નમસ્કાર કરતા. તેથી તેઓશ્રીના પગ, હાથની છાપ તે શિલા પર પડેલી છે. લૌકિક દૃષ્ટિએ તેઓ અદૃશ્ય થયા છે પરંતુ દેહ વિસર્જન કર્યું નથી. આસો વદ

બારસ(વાઘબારસ)ના રોજ તેઓ અદૃશ્ય થયા તેથી તે દિવસ ગુરુવ્દાદશી નામે ઓળખાય છે.

રજક ભકતને તેમણે યવન કુળમાં રાજા થવાનું વરદાન અહીં જ આપ્યું હતું. આ બેટ એક માઈલ લાંબો તથા અડધો માઈલ પહોળો છે. ત્યાં પહોચતા બે માઈલ લાંબો કૃષ્ણાનો પ્રવાહ ઓળગંવો પડે છે. પ્રવાહમાં ઉનાળામાં સામાન્ય રીતે નાવડી ચાલતી નથી પણ અન્ય ઋતુમાં ચાલુ હોય છે.

આ સ્થળ અત્યારે પણ આટલું વિકટ છે તો છસ્સો –સાતસો વર્ષ પહેલાં કેટલું વિકટ હશે તેનો ખ્યાલ આવી શકે છે.

ઈ.સ. ૧૯૧૧માં સ્વામી મહારાજે અહીં ચાતુર્માસ કરેલો. પૂજારીઓનો શુદ્રવત્ આચાર જોઈને સ્વામી મહારાજને અહીં રહેવુ યોગ્ય લાગ્યુ ન હતું. શ્રીપાદશ્રીવલ્લભે તેઓશ્રીને સ્વપ્નમાં કહયું હતુ કે આચાર શુધ્ધિ કરતા દ્રવ્યશુધ્ધિ શ્રેષ્ઠ છે. દ્રવ્યશુધ્ધિ કરતા ભાવશુધ્ધિ શ્રેષ્ઠ છે. શ્રીપાદશ્રીવલ્લભે વધુમાં કહયું કે " મારા પ્રિય રજક ભકતે દાનમાં આપેલી જમીનની ઉપજમાંથી અહીં થાળ તથા નંદાદીપ ચાલે છે મને આ બધું સ્વીકાર્ય છે તો તમને કેમ નહીં ? " આથી સ્વામી મહારાજે ત્યાં ચાતુર્માસ કર્યો.

પૂ.સ્વામી મહારાજની ધ્યાનની ગુફા એકદમ સરસ છે. એક વ્યકિત પણ ઘણી મુશ્કેલીથી અંદર જઈ શકે છે. સ્વામી મહરાજ આવે તેના એક મહિના પહેલા દત્ત ભગવાને પુજારીઓને દૃષ્ટાંત આપ્યો હતો કે " મારો પરમભકત સન્યાસી અહીં ચાતુર્માસ માટે આવશે. તેની ઉત્તમ વ્યવસ્થા રાખજો " તે અનુસાર પૂજારીઓએ પણ તેમની સેવા–વ્યવસ્થા સાચવી હતી. શ્રીપાદશ્રીવલ્લભના અદૃશ્ય થયા પછી વલ્લભેશ નામના એક ભકતને ચોરોએ દ્રવ્ય લાલસાથી માર્યો ત્યારે શ્રીપાદશ્રીવલ્લભે ત્રિશૂળધારી રૂપ લઈ ચોરોનો વધ કર્યો હતો. મૃતભકતને જીવતો કરી પોતે અદૃશ્ય થયા હતા. સંકલ્પ પ્રમાણે અહીં આવીને તે ભકતે ચાર હજાર બ્રાહમણોનું ભોજન કરાવ્યું હતું.

અહીં આવવા માટે રાયચૂર (મુંબઈ –મદ્રાસ રેલ્વે લાઈન પર) અથવા સેન્ટ્રલ રેલ્વેના કૃષ્ણા સ્ટેશનથી બસ વ્દારા સામે કિનારે અવાય છે ત્યાંથી મજુરોની સહાયથી સામાન ઉાચકીને કુરુગડ્ડી અથકુર થઈ પહોંચાય છે. જમવાની વ્યવસ્થા માટે પૂજારીઓ પર નિર્ભર રહેવું પડે છે. અહીંના ઉત્સવોમાં ગુરુ વ્દાદશી પ્રમુખ ઉત્સવ છે. ઉત્સવો દરમિયાન પાલખી પણ કાઢવામાં આવે છે.

"શ્રીપાદશ્રીવલ્લભ ત્વં સદૈવ" આ સ્તોત્રની રચના સ્વામી મહારાજે અહીં કરી હતી. અહીંના સ્વામીજીના ચાતુર્માસ દરમિયાન ભકતોની સેવા માટે તુળજારામ પતંગે

નામના વેપારીએ સેવા આપી હતી. તેમની પત્ની તથા પુત્રવધુ બન્નેને પિશાચ બાધા હતી. ચાતુર્માસની સમાપ્તિ પછી તેમણે સ્વામી મહારાજને વિનંતી કરી. તેઓશ્રી કશુ બોલ્યા નહીં. આથી તેઓ ગાંડા મહારાજ કે જે સાથે હતા તેમને વિનંતી કરી. ગાંડા મહારાજે સ્વામી મહારાજ જે કોથળો બેસવા–સૂવા માટે વાપરતા હતા તે કોથળો તુળજારામ પતંગેને આપ્યો. તેને ધૂપ કરવાનું તથા ભૂતપીડા થાય ત્યારે તે કોથળાનો છેડો પાણીમાં પલાળી તે પાણી ભૂતપીડિત પત્ની તથા વહુને આપવા કહયું. આમ કરવાથી તુળજારામના ઘરની પિશાચ પીડા દૂર થઈ.

અહીંના નિવાસ દરમિયાન સ્વામી મહારાજને ધ્યાનમાં પોતાના શરીર પર પક્ષીઓના ઈંડાઓ, પક્ષીની વિષ્ઠા અને મરેલી ચકલી પડતી જોઈ તેમણે ધ્યાનમાંજ તે વસ્તુઓ દૂર હડસેલી દીધી. દત્ત ભગવાને કહયું " તેં તો આવી વસ્તુઓ દૂર હડસેલી દીધી પણ મારા પર રોજ આવી અપવિત્ર વસ્તુઓ પડે છે તેનું શું ? " આથી સ્વામી મહારાજે જીર્ણ થયેલું મંદિર જોયુ તો ખરેખર આવીજ પરિસ્થિતિ હતી. તેમણે તીરાડોમાં ચૂનો ભર્યો. બારણાઓના બાકોરાં બંધ કર્યાં અને મંદિરને વ્યવસ્થિત કર્યુ. વ્યવસ્થા માટે દેવ પોતાના પરમ શિષ્યને ન કહે તો કોને કહે ? શ્રીપાદશ્રીવલ્લભનું જન્મ સ્થળ પીઠાપુરમ (યાત્રા પ્રવાસ અહીં ગયેલા નહીં) છે.

શ્રીપાદશ્રીવલ્લભ એ દત્ત ભગવાનનો પ્રથમ અવતાર ગણાય છે. અત્રિનંદન અવતારને પ્રથમ ગણીએ તો આ બીજો અવતાર ગણાય. શ્રીપાદશ્રીવલ્લભનો જીવનકાળ ઈ.સ. ૧૩૨૩–૧૩૫૩ હોય તેમ મનાય છે. તેમનો જન્મ પીઠાપુરમ કે જે મદ્રાસપ્રાન્ત (હાલ તામિલનાડુ રાજયનો) ગોદાવરી જિલ્લાના પીઠાપુર તાલુકા (તેહસીલ)નું મુખ્ય ગામ ગણાય.

આ ગામમાં આપસ્તંબ શાખાના આપળ રાજા અને સુમતીનું કુટુંબ રહેતુ હતુ. સતી સુમતીએ શ્રાધ્ધના દિવસે ભીક્ષા માગવા આવેલા અવધૂતને બ્રાહમણ ભોજન પૂર્વે ભિક્ષા આપી. પ્રસન્ન થઈ અવધૂતે કહયું, " હે માતા, તારા મનમાં જે ઈચ્છા હોય તે કહે, તારી ઈચ્છા પૂરી થશે." સુમતીએ વિનંતીના સ્વરમાં કહયું, આપે મને માતા કહી છે તો આપ પુત્રરૂપે આવો. મને પુત્રો થયા છે પરંતુ તે નેત્રહિન અને પાદહિન છે. આથી મને આપના જેવો જગદ્‌વંદ્ય જ્ઞાનવંત દેવ જેવો પુત્ર થાય તેવી પ્રાર્થના છે. સુમતિની વિનંતી સ્વીકારી તે અવધૂત સ્વરૂપમાં દત્તાત્રેયે વરદાન આપતા કહયું કે તને તપસ્વી, વંશનો ઉધ્ધાર કરનાર, કલિયુગમાં પ્રખ્યાત તથા દૈન્યહારક પુત્ર થશે. વરદાન આપી દત્ત ભગવાન અદૃશ્ય થયા. યથાવકાશે સુમતિને ગર્ભ રહયો. ભાદરવા સુદ ચોથના દિવસે શ્રીપાદશ્રીવલ્લભનો જન્મ થયો.

મૌજી બંધન પછી સમય પસાર થતો ગયો અને સોળમાં વર્ષે તેમણે લોકોધ્ધાર માટે જવા માતા પિતાની આજ્ઞા માંગી. જતાં જતાં માતા–પિતાની ઈચ્છા અનુસાર પોતાના આંધળા અને પાંગળા ભાઈઓને અમૃતદૃષ્ટિથી પૂર્ણતઃ નિરોગી બનાવ્યા. તેઓશ્રીએ ભારતભરની યાત્રા કરી. છેવટે કૃષ્ણા નદીના કિનારે કુરવપુર(કુરુગડ્ડી)માં રહયા. આગળ જતા કુરવપુરમાં તેઓએ આસો વદ બારસ ગુરૂવ્દાદશીના દિવસે પરમધામ ગમન કર્યુ.

યાત્રા / પ્રવાસ સવારે રાયચુરથી નીકળી અથકુર આવ્યા. અહીંયાં નદીમાં વચમાં પાણી ઘણું હતું. અહીંયાં ખાસ ગોળાકાર નાવડી હોય છે. જવા આવવાના રૂ.૧૦/– લે છે. પછી બે કિલોમીટર ચાલવાનું. આજે મહાશિવરાત્રી હતી. સરસ પાદુકાપૂજન થયુ. શ્રીદત્તનામ સંકીર્તન રુદ્રસૂકત, શિવમહિમ્ન બોલ્યા. બપોર પછી અથકુરથી નીકળી રાયપુર પહોચ્યા ત્યાં રાત્રે શિવમંદિરમાં ગયા–દર્શન કર્યા. બીજે દિવસે ગુરુવારે શ્રીશૈલ જવા નિકળ્યા.

## (૨૬) શ્રી શૈલમ્ (મલ્લિાકાર્જુન)

રાયચુર થી શ્રીશૈલ ટેક્ષી–મોટર વ્દારા રોડ માર્ગે જવુ પડે છે. આ સ્થળ આંધ્ર પ્રદેશમાં આવેલું છે. બાર જયોતિર્લિંગ પૈકીનું એક છે. રાયચુરથી બસો પણ મળે છે.

આ જયોતિર્લિંગ શ્રીશૈલ પર્વત પર આવેલું છે. આ સ્થળ કર્નુલથી લગભગ પચાસ કિ.મી. અંતરે છે. રાયચુરથી આવવા–જવાના મળીને ૫૪૫ કિ.મી. થાય છે. શિવરાત્રિ જેવા ઉત્સવને દિવસે હજારોની સંખ્યામાં યાત્રાળુઓ આવે છે અને લાઈનમાં સાતથી આઠ કલાકે દર્શન થાય છે. પર્વત પર આ શિવમંદિરનું નિર્માણ દક્ષિણના મંદિરો જેવું છે. મંદિરની ચારે બાજુ દિવાલો છે. જેના પર હાથીઓની હારો કંડારવામાં આવેલી છે. દિવાલોમાં ચાર વ્દારો આવેલા છે. જેમનાં પર ગોપુરોની રચના કરેલી છે. આ દિવાલોની અંદર બીજો કોટ છે. જેમાં મલ્લિાકાર્જુનનું નિજમંદિર આવેલું છે. શિવલિંગ લગભગ આઠ આંગળ ઉંચુ છે. આજુબાજુ જળાધારી આવેલી છે. બીજાં નાનાં મોટા શિવમંદિરો છે.

મલ્લિાકાર્જુન મહાદેવની પાછળ પાર્વતીજીનું મંદિર છે. અહીં પાર્વતીજી મલ્લિાકાદેવી તરીકે અને શિવ અર્જુન તરીકે ઓળખાય છે. પ્રાચીન કથા પ્રમાણે ગણપતિ અને કાર્તિકસ્વામીને પૃથ્વીની પ્રદક્ષિણા કરવા મોકલેલા. ગણપતિએ માતા–પિતાની પ્રદક્ષિણા કરી જયારે કાર્તિકેય મોર ઉપર બેસીને પૃથ્વીની પ્રદક્ષિણા કરવા ગયા. શાસ્ત્ર મત પ્રમાણે માતા પિતાની પ્રદક્ષિણા કરનારને પૃથ્વીની પ્રદક્ષિણા કરતાંય વિશેષ ફળ મળે છે.

શરત એવી હતી કે પ્રદક્ષિણા કરીને જે પહેલા આવશે તેનો વિવાહ પ્રથમ થશે. શરત પ્રમાણે ગણપતિનો પ્રથમ વિવાહ થયો. પરિણામ સ્વરૂપ કાર્તિક સ્વામી રિસાઈને આ પર્વત પર આવીને વસ્યા. પાર્વતીજી અને શંકર એમને મળવા આવ્યાનું જાણી બાજુના કુમાર શૈલ પર ગયા. એમની પ્રાર્થનાથી પ્રસન્ન થઈ હરગૌરી શ્રીશૈલ પર મલ્લિકાર્જુન નામથી વસ્યા.

શ્રી શૈલની આજુબાજુ પાતાળગંગા, બિલ્વવન, શિખરેશ્વર, હાટકેશ્વર આદિ તીર્થો છે. મંદિરથી ૨ થી ૨ાા માઈલ દૂર નીચાણવાળા ભાગમાં કૃષ્ણા નદી વહે છે તેને જ પાતાળગંગા પણ કહેવાય છે. આ યાત્રા કરનારનો પુનર્જન્મ થતો નથી.

છ ટાટા સુમો ગાડી કરીને યાત્રા – પ્રવાસ રાયચુરથી ત્યાં ગયો. સરસ દર્શન થયાં. મહાશિવરાત્રિનો બીજો દિવસ હતો. ઘણા યાત્રાળુ હતા. ત્રણ કલાકે દર્શન થયાં . અહીંયાથી પરત રાયચુર પહોંચ્યા અને રાત્રે જ ત્યાંથી ગોકર્ણ જવા નીકળ્યા.

## (૨૭) ગોકર્ણ

રાયચુરથી રોડ માર્ગે આશરે ૩૦૦ કિ.મી.ના અંતરે ગોકર્ણ આવેલું છે. પશ્ચિમ સમુદ્રતટની પહાડિયોમાં આ સુપ્રસિધ્ધ યાત્રાધામ છે. આ તીર્થ ગોકર્ણ મહાબલેશ્વરના નામથી વિખ્યાત છે. ગોવાથી મેંગલોર જતા રસ્તામાં કોંકણ રેલવે ઉપર આવે છે.

ગોકર્ણ મહાબળેશ્વરની ઉત્પત્તિની કથા પૂ. બાપજીએ શ્રીગુરુલીલામૃતના ૬૧માં અધ્યાય સવિસ્તર આપી છે.

એક દિવસ લંકાપતિ રાવણે પોતાની માતા કૈકસીને માટીનું બનાવેલું શિવલિંગ પૂજતાં જોઈ. આમ પોતાની માતા માટીનું લિંગ પૂજે એ ઠીક ન કહેવાય. આથી માતાને શિવપૂજા કરવાનું કારણ પૂછ્યું. માતાએ જણાવ્યું કે આ પૂજનથી મૃત્યુ પછી કૈલાસની પ્રાપ્તિ થાય છે. આથી રાવણે કહયું કે તમારા જીવતાંજ કૈલાસ લઈ આવું. રાવણ કૈલાસ ગયો અને સામવેદના ગાન વ્દારા ભગવાન શંકરને પ્રસન્ન કર્યા. ભગવાને વરદાન માગવા કહયું. રાવણે કૈલાસ પર્વતની માગણી કરી. ભગવાન શંકરે કહયું કે કૈલાસ લઈને શું કરીશ ? એને બદલે મારૂ આ આત્મલિંગ લે. ત્રણ વર્ષ સુધી ત્રિકાલ પૂજા કરવાથી તુ સ્વયં શંકર થશે અને લંકા કૈલાસ થશે. આત્મલિંગ લઈને રાવણ લંકા જવા નીકળ્યો એટલે નારદે આ વાત દેવોને કરી. દેવો બ્રહમાજી સાથે વૈકુંઠમાં વિષ્ણુ પાસે આવ્યા અને બધી

વાત કરી. આ સાંભળીને ભગવાન વિષ્ણુ શંકર પાસે કૈલાસ આવ્યા. ભગવાન શંકરને પૂછ્યું કે તમે આ શું કર્યું ? એને આત્મલિંગ આપે કેટલો સમય થયો ? મહાદેવજીએ કહયું લગભગ બે કલાક થયા હશે. ભગવાન વિષ્ણુએ નારદને કહયું કે તમે જઈને રાવણને રોકી રાખો એટલે હું વિઘ્નહર્તા શ્રીગણપતિને મોકલું છું. નારદે વાતોમાં સાંજ પાડી દીધી એટલે સંધ્યા માટે રાવણે બાળક સ્વરૂપ ધારણ કરેલા ગણપતિના હાથમાં આત્મલિંગ આપ્યું. ગણપતિએ કહયું કે હું ત્રણવાર બૂમ પાડીશ અને છતાં તમે નહિ આવો તો આ આત્મલિંગને જમીન પર મૂકી દઈશ. રાવણે સંધ્યા શરૂ કરી ત્યાં જ ગણપતિએ બૂમ પાડવાની શરૂ કરી અને લિંગ જમીન પર મૂકી દીધું. રાવણે જોર કરી ખેંચવા પ્રયત્નો કર્યા પરંતુ લિંગ ખેંચાતા ગાય (ગો)ના કાન જેવું થયું. રાવણ બળહીન અને લિંગ બળવાન થયું એટલે મહાબળેશ્વર કહેવાયું

ગોકર્ણના મંદિરના સભામંડપમાં ગણેશ, પાર્વતી અને નંદિની પ્રતિમાઓ આવેલી છે. મહાબળેશ્વરના મંદિરથી ૪૦ પગલાં દૂર સિધ્ધ ગણપતિ મૂર્તિ છે. જેના મસ્તક પર રાવણે કરેલા પ્રહારનું ચિન્હ છે. શ્રીગણેશ દુઃખી થઈ ત્યાંથી થોડે દૂર જઈને ઉભા. ભગવાન શંકર ત્યાં પ્રગટ થયા અને એમને સાંત્વન આપીને વરદાન આપ્યું કે પ્રથમ તમારું દર્શન કર્યા વગર જે મારું પૂજન કરશે એને મારી પૂજાનું પુણ્યફળ પ્રાપ્ત થશે નહીં. ગોકર્ણના સમુદ્રતટ પર શતશૃંગ પર્વત છે. જયાં કમંડલુ તીર્થ, ગરુડતીર્થ અગસ્ત્યતીર્થ આદિ તીર્થ આવેલા છે.

એમ.એસ.એમ. રેલ્વેના ગુંટાકલ જંકશન ઉતરી ગુંટાકલ બેઝવાડા લાઈનની ગાડીમાં બેસી નંદીયાલ સ્ટેશને ઉતરવાનું છે. ત્યાંથી શ્રીશૈલમ જવા બસની સગવડ છે. બીજો રસ્તો કરપ્પુલ રેલવે સ્ટેશનથી બસ વ્દારા શ્રીશૈલમ જવાય છે. રાયચુરથી વહેલી સવારે નીકળી સાંજ સુધીમાં પરત આવી શકાય છે. ગોકર્ણથી બસ માર્ગે ગોવા જવાય છે. ગોકર્ણથી આશરે ૨૦૦ કિ.મી. દૂર બેંગલોર છે. બસ મળે છે.

ગોકર્ણ ખુબ જ ખ્યાત– રાત્રી રોકાણ કરી યાત્રા પ્રવાસ માણગાંવ જવા રવાના થયો. રસ્તામાં ગોવા આવે. યાત્રીઓએ ત્યાં પણ રોકાણ કર્યુ અને મોડી રાત્રે માણગાંવ પહોંચ્યા.

## (૨૮) દત્તક્ષેત્ર માણગાંવ

માણગાંવ એ મહારાષ્ટ્રમાં સિંધુદુર્ગ જિલ્લાના કુડાળ તાલુકામાં આવેલું છે. અહીં ઈ.સ.૧૮૫૪માં દત્તાવતારી સંત પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીવાસુદેવાનંદ સરસ્વતીએ ટેંબેકુળમાં જન્મ લઈ આ ભૂમિને પાવન કરી તથા આ ક્ષેત્રને પ્રખ્યાત કર્યુ.

પરમેશ્વરે સ્વામી મહારાજનાં જન્મસ્થળ તરીકે આ સ્થળની પસંદગી ઘણા વર્ષો પહેલાં કરી હતી. અમરેશ્વરમાં નિવાસ કરતી ૬૪ યોગિનીઓમાંથી મુખ્ય યોગિનીને સ્વામી મહારાજનાં જન્મ પહેલાં (૧૫૦–૨૦૦ વર્ષ પહેલાં) માણગાંવ મોકલીને અહીંની ગ્રામદેવતા તરીકે સ્થાપિત થવાની આજ્ઞા કરી હતી. તે અનુસાર એક વણિક ભકતની સહાયથી તે યોગિની માણગાંવમાં આવી અને સ્વામી મહારાજના આગમનની રાહ જોતી હતી.

સ્વામી મહારાજના જન્મના હજારો વર્ષ પહેલાં દત્ત ભગવાને નકકી કર્યુ હતું કે કળિયુગમાં ત્રીજો અવતાર "યોગીરાજ " તરીકે માણગાંવમાં થવાનો છે. આનો ઉલ્લેખ ભવિષ્યપુરાણમાં થયેલો છે. ગામની નદી ઘણા વર્ષોથી સ્વામી મહારાજના જન્મની પ્રતિક્ષા કરતી હતી. સ્વામી મહારાજના જન્મ પછી તેઓશ્રી જયારે નૃસિંહવાડીથી પાછા પધારી રહયા હતા ત્યારે દિવ્ય સ્ત્રીસ્વરૂપે નદી પ્રગટ થઈ અને વિનંતી કરી કે મારું નામાભિધાન કર્યા પછી જ હવે આગળ વધો. સુક્ષ્મદૃષ્ટિથી જોતાં તે દિવ્ય સ્ત્રી એ નદીનું આધિ દૈવિક સ્વરૂપ છે તેમ જાણી તેઓશ્રીનું સામૈયુ કરવા આવેલાં માણગાંવના ગ્રામજનો સમક્ષ તેમણે જાહેર કર્યુ કે આજથી આ નદીનું નામ નિર્મલા રાખવામાં આવે છે. માણગાંવનાં નિત્યક્રમમાં ' નર્મદે હર ' પછી ' નિર્મલા માતા કી જય, નિર્મલે હર ' એમ નિત્ય જયઘોષ કરવામાં આવે છે. માણગાંવના જોવા જેવા સ્થળોમાં નીચેના સ્થળોનો સમાવેશ થાય છે.

**શાસ્ત્રીબુવા સ્થાપિત દત્ત મંદિરઃ–** શ્રીદત્ત ભગવાને માણગાંવ આવીને સાત વર્ષ લીલા કરવાની ઈચ્છા નૃસિંહવાડીમાં પ્રગટ કરી હતી. તેના અનુસંધાનમાં શાસ્ત્રીબુવાને કાગલ ગામથી દત્તમૂર્તિ પ્રાપ્ત થઈ હતી. તે મૂર્તિની શાસ્ત્રીબુવાએ આ મંદિરમાં (ચલ સ્વરૂપે) સ્થાપના કરી હતી.

સાત વર્ષ લીલા કર્યા પછી દત્તાજ્ઞા પ્રમાણે તે મૂર્તિને તેઓ પ્રવાસમાં સાથે લઈ ગયેલા તે પછી અહીં બીજી મૂર્તિની સ્થાપના કરી. શાસ્ત્રીબુવાએ આ મંદિર જાતે બાંધ્યુ હતું. ગર્ભગૃહ શાસ્ત્રીબુવાએ જાતે ચણ્યું હતું. ઈંદોરના મહારાણી ઈંદિરાબાઈ હોળકરે મંદિરનો જિર્ણોધ્ધાર–નૂતનીકરણ કરાવ્યો હતો.

મંદિરમાં દર્શનાર્થે આવેલા ભકતોને સ્નાન તથા પાદપ્રક્ષાલન માટે કૂવો હોવો જોઈએ. તેવું દત્ત ભગવાન વ્દારા સૂચન થતા શાસ્ત્રીબુવાએ મંદિરની સામે કૂવો પણ ખોદયો જે હાલમાં વિદ્યમાન છે. દત્ત મંદિર પૂર્વાભિમુખ છે.

મંદિરની આ જે જગ્યા છે તેના માલિકને સ્વપ્નમાં દૃષ્ટાંત આપીને દત્તમંદિર માટે દાન આપવા દત્ત ભગવાને કહયું હતું આથી તે જમીન મંદિર માટે પ્રાપ્ત થઈ હતી.

**ઔદુંબરઃ—** મંદિરની જમણી બાજુએ શાસ્ત્રીબુવાના સમયમાં જ એક ઔદુંબરની સ્થાપના થઈ હતી. તેની નીચે શાસ્ત્રીબુવાએ જાતે દત્ત પાદુકાની સ્થાપના કરી હતી. આ ઔદુંબરને કોઈએ સ્પર્શ કરવો નહીં તેવી આજ્ઞા હતી. એક શુદ્રે ભૂલથી તેનેસ્પર્શ કરતા તેને સર્પદંશ થયો હતો.

**ધર્મશાળા :—** મંદિરની જમણી બાજુએ પ્રથમ બે ઓરડીઓ હતી. તેમાં અતિથિ અભ્યાગતને રહેવાની સગવડ હતી. ઉત્સવનું અનાજ વિગેરે પણ ત્યાં રખાતુ. શાસ્ત્રીબુવાનો ગૃહસ્થાશ્રમ પણ દત્તાજ્ઞાથી આજ ઓરડીમાં શરૂ થયો હતો.

**યોગ ગુફાઃ—**_શાસ્ત્રીબુવા જે ગુફામાં યોગ સાધના કરતા હતા તે ગુફા બાજુના પર્વત પર ચઢતાં આવે છે. હાલમાં પણ ત્યાં જવું અઘરુ છે. તો ૧૫૦ વર્ષ પહેલા કેટલું દુષ્કર હશે તેનો આપણને ખ્યાલ આવે છે.

**યક્ષિણી માતાનું મંદિર :—** દત્ત મંદિરની પૂર્વમાં યક્ષિણીમાતાનું મંદિર આવેલું છે. તેનું વિશાળ પ્રાંગણ છે. કાષ્ટકલા કોતરણીથી યુકત ભવ્ય મંદિર છે. તેની સામે ડાબી બાજુએ વાવ આવેલી છે. જેમાં યાત્રાળુઓ સ્નાન કરતા. શ્રીમંત સ્ત્રીના દાગીનાની પોટલી અહીં જ ગુમ થઈ હતી. ચોકી કરતા ભૂતે ચોરને બિવડાવી તે પાછી અપાવી હતી. આ યક્ષિણીને પૂ.શ્રીરંગ અવધૂત મહારાજે જાગ્રત દેવતા તરીકે ઓળખાવી છે. તેના એક હાથમાં ખડગ છે તથા બીજા હાથમાં પાત્ર (અન્નપાત્ર)છે.

**સ્વામી મહારાજનું નિવાસસ્થાન :—** સ્વામી મહારાજ જે ઘરમાં રહેતા હતા તે ઘરનું નૂતનીકરણ હાલમાં જ થયું છે. અહીં સ્વામી મહારાજની છ ફૂટની મૂર્તિની સ્થાપના કરવામાં આવી છે તથા અનુષ્ઠાન માટે ચાર—પાંચ ઓરડીઓ બનાવવામાં આવી છે. અહીં તેઓશ્રીના કોઈપણ વંશજો રહેતા નથી. આ ઘર પણ ટ્રસ્ટને અર્પણ છે.

**નિર્મળા નદી** :— માણગાંવની નદી જેનું સ્વયં સ્વામી મહારાજે નામકરણ કર્યુ હતું તે નિર્મળા નદી ગામથી દોઢેક માઈલ દૂર આવેલી છે. અહીં પણ શાસ્ત્રીબુવા કેટલીક યૌગિક ક્રિયાઓ (બસ્તી) કરતા.

**ભૂતપ્રેત માટે સ્તંભઃ—** દત્તમંદિરની બન્ને બાજુ એક એક ઝાડના સ્તંભ છે. સ્વામી મહારાજની હયાતિ વખતે ભૂતપ્રેત પીડિત વ્યકિતઓ તેને ચોટીં રહેતી. હાલમાં લોકો તેની પૂજા કરે છે.

**યજ્ઞશાળાઃ—** વૈદિક પરંપરાને સ્વામી મહારાજે ખૂબ મહત્વ આપ્યું છે. આ માટે અહીં મંદિરની જમણી બાજુએ યજ્ઞકુંડ આવેલો છે.

**યાત્રાળુઓ માટે ધર્મશાળા ,અન્નપૂર્ણા :–** દર્શનાર્થે આવતા વધુને વધુ યાત્રાળુઓની જરૂરિયાતને પહોંચી વળવા નવી નવી ધર્મશાળાઓ તથા તેની સગવડમાં સુધારો વધારો થતો રહે છે. યાત્રાળુઓ માટે અન્નક્ષેત્ર છે. અભિષેક, લઘુરુદ્ર તથા અન્નસંતર્પણ માટે ટ્રસ્ટ વ્યવસ્થા કરે છે.

જયારે પૂ.શ્રીરંગ અવધૂત મહારાજ અહીં પધાર્યા હતા ત્યારે ગામની સીમથી પણ એકાદ માઈલ દૂરથી પગે ચાલતા આવી (વાહનનો ત્યાગ કરી) પોતાના ગુરુ મહારાજના દર્શન કર્યા હતાં.

શ્રી ગુરૂ લીલામૃત (ઉપાસના કાંડ)માં દર્શાવ્યા પ્રમાણે કાજુ, કોકમ, કેરી, ફણસ, નાળિયેર અને જાંબુ જેવા વિવિધ ફળોના અને ફુલોના ઝાડ વાતાવરણને સુશોભિત કરે છે. આજુબાજુ સહ્યાદ્રિ ગિરિમાળા વિસ્તારને વધુ રમ્ય બનાવે છે.

## (૨૯) કોલ્હાપુર

દક્ષિણનું કાશી ગણાતુ આ સ્થળ મહાલક્ષ્મી માતાજીના મંદિરને લઈને ખુબ પ્રસિધ્ધ છે. માતાજીનું મંદિર ભવ્ય છે. પૂજન વગેરે ઉત્તમ રીતે થાય છે.

મંદિરમાં રોજ જ અનેક ભકતો દર્શન માટે આવે છે. પરંતુ ઉત્સવ પર તો ખુબ જ ધસારો હોય છે. અહીંયા મંદિરમાં વૃધ્ધ સ્ત્રી–પુરુષો માટે દર્શનની અલગ વ્યવસ્થા છે. મંદિરનું ખૂબજ મહત્ત્વ છે. ગુજરાતીઓની વસ્તી ઘણી છે.

પૂ. બાપજીને પોથી વાંચવાનો આદેશ અહીંયા જ થયેલો. ત્યારબાદ તેઓને તેમના મામાશ્રી મોંઘે પાસેથી પૂ. સાંઈબાબાએ આપેલી " ગુરુચરિત્ર "ની પોથી મળેલી, જેનો તેઓ દરરોજ નિયમિત પાઠ કરતા. આ શહેર સહયાદ્રિ ઘાટની બાજુમાં આવેલું છે. અહીંયાનો ગોળ ભારતભરમાં વખણાય છે.

માણગાંવથી ૨૪૦ કિ.મી.ના અંતરે કોલ્હાપુર શહેર આવે છે. રસ્તો પર્વતપર –ઘાટ સેકશનથી પસાર થાય છે. રાત્રીનો સમય હોવાથી વહેલી સવારે સીધા જ નરસોબાવાડી પહોંચેલા આથી કોલ્હાપુરનાં દર્શનીય સ્થળોનો લાભ લઈ શકયા ન હતા.

યાત્રા–પ્રવાસ માણગાંવથી મોડી રાત્રે નીકળી વહેલી સવારે નરસોબાવાડી પહોંચ્યો. આથી રાત્રે કોલ્હાપુરમાં દર્શન થઈ શકયાં નહીં.

## (૩૦) દત્ત ભગવાનની રાજધાની
## નૃસિંહવાડી કે નરસોબાવાડી

આ પવિત્ર તીર્થક્ષેત્ર નૃસિંહવાડી કે નરસોબાવાડીના નામે ઓળખાય છે. આ કોલ્હાપુર જિલ્લાના શિરોળ તાલુકામાં આ તીર્થ આવેલું છે. મિરજ કે જયસિંગપુર રેલ્વે સ્ટેશનથી અહીં આવી શકાય છે. મહારાષ્ટ્રના સોલાપુર , મુંબઈથી બસ વ્દારા અહીં પણ આવી શકાય છે.

આ નરસોબા વાડી તીર્થક્ષેત્ર કૃષ્ણા અને પંચગંગા નદીનાં સંગમ પર આવેલું છે. એક બાજુ કૃષ્ણા અને વેણી નદીનો પણ સંગમ થયેલો છે. પંચગંગા એટલે શિવા, ભદ્રા, ભોગાવતી, કુંભી અને સરસ્વતી. આ પાંચ ગંગાઓ એકત્ર થઈ પંચગંગા નદી બનીને વહે છે. આમ એકંદરે સાત નદીઓના સંગમ પર આ પવિત્ર તીર્થક્ષેત્ર આવેલું છે.

અહીં કૃષ્ણા નદી દક્ષિણવાહિની છે. ડાબી બાજુથી ઉત્તર તરફ એક ફલાંગના અંતરે કૃષ્ણા પશ્ચિમ વાહિની બને છે તે સ્થળનું શુકલતીર્થ એવું નામ છે જે મહાન પાપનો પણ નાશ કરે છે.

**અમરાપુર , અમરેશ્વર કે ઓરવાડ ગામ :–** સામે કિનારે આવેલા અમરાપુર ક્ષેત્ર કે ઔરવાડ અને ગૌરવાડ એવા બન્ને ગામો વિજાપુરના બાદશાહ અદિલશાહે સંસ્થાને ઈનામ તરીકે આપેલા છે. હાલમાં જે સ્થળ નરસોબા વાડી નામે ઓળખાય છે તે પૂર્વે અમરેશ્વર કે અમરાપુર અંતર્ગત હતું. અહીં પ.પૂ.શ્રીનૃસિંહસરસ્વતી (ઈ.સ. ૧૪૨૨ થી ૧૪૩૪) બાર વર્ષ સુધી રહયા અને આ ક્ષેત્રને પોતાની તપસ્યાથી પુનિત બનાવ્યું તેથી આ ક્ષેત્ર નૃસિંહવાડી કે નરસોબાવાડીના નામથી ઓળખાયું.

**સામે કિનારે** ઔરવાડમાં ૬૪ યોગિનીઓનું મંદિર તથા જે બ્રાહમણના ઘેર ઝાલરનું શાક ખાઈ તેના વાડાનો વેલો તોડીને તેને સુવર્ણ ઘટ આપ્યો હતો તેનું ઘર હજુ પણ જીર્ણ અવસ્થામાં આવેલું છે. સામે કિનારે નાવડી વ્દારા અથવા પુલ વ્દારા જઈ શકાય છે.

અહીંના સંગમ પર આવેલા ઔદુંબર વૃક્ષ નીચે નૃસિંહસરસ્વતી સ્વામી મહારાજ તપસ્યા માટે રહયા હતા. અહીંથી વિદાય લઈને નૃસિંહસરસ્વતી વિજાપુર થઈ ગાણગાપુર ગયા.

**દત્તપાદુકા મંદિર નૃસિંહવાડી** :– ઘાટ પર આવેલ મંદિર ૧૨x૨૩ ફૂટનું પરમ પવિત્ર મંદિર છે. મંદિરની ખાસ ઉંચાઈ નથી. અંદર સ્થાપિત પાદુકાઓ મનોહર પાદુકા તરીકે ઓળખાય છે. (ગાણગાપુર અને કારંજાની પાદુકાઓ નિર્ગુણ પાદુકા તરીકે ઓળખાય છે) મંદિરને આઠ થાંભલાઓ છે. પાછળના ચાર થાંભલાઓ ભિંતમાં ચણાઈ ગયેલા છે. આ મંદિર પર શિખર નથી પરંતુ ઘરના જેવું સપાટ છપ્પર છે. મંદિરની પાછળ ઔદુંબર અને તેની ફરતે ચોતરો છે. મંદિરની બન્ને બાજુએ પથ્થરની બનાવેલું તુલસી (વૃંદા) વન છે.

**પ્રવેશદ્વાર :–** જેમ મંદિર ઓછી ઉંચાઈનું છે તેમ પ્રવેશદ્વાર પણ ૩ થી ૩ાા ફુટ ઊંચુ જ છે. ફકત ત્યાંના પુજારીઓને જ અબોટિયુ પહેરીને અંદર જવા દેવામાં આવે છે. પુજારીઓ પણ બેઠા બેઠા જ અંદર પ્રવેશ કરે છે.

**ગર્ભગૃહઃ–** મંદિરની મધ્યમાં નાનકડું ગર્ભગૃહ આવેલું છે. અહીં દરરોજ બાર વાગે પાદુકાની મહાપૂજા થાય છે.

મંદિરને શિખર ન હોવાનું એક કારણ એ પણ છે કે ભકત યવનરાજાની સ્મૃતિ રહે. પાદુકા પર મહાવસ્ત્ર પણ યવન પધ્ધતિ જેવું આચ્છાદિત કરવામાં આવે છે.

**નિત્યક્રમઃ–** કૃષ્ણા ઘાટ પરનું ગુરુપાદુકા મંદિર સવારે પાંચ વાગે ખૂલે છે ત્યારે મંગળા આરતી (મરાઠીમાં કાકડ આરતી) થાય છે. પછી ષોડશોપચારે પૂજા થાય છે. તે પછી રામચંદ્ર યોગી, નારાયણ સ્વામી, ગોપાળસ્વામી ઈત્યાદિ સંત મંહતોની પૂજાઅર્ચના થાય છે. ત્યારબાદ કૃષ્ણા, વેણીની પૂજા થાય છે. અહીં સવારનો કાર્યક્રમ સમાપ્ત થાય છે.

સવારે દસ વાગે પાદુકા પરથી વસ્ત્ર દૂર કરી પંચામૃત પૂજા, લઘુરુદ્ર , મહારુદ્ર ઈત્યાદિ કાર્યક્રમ થાય છે. બાર વાગ્યા સુધી આ કાર્યક્રમ ચાલે છે. બાર વાગે શ્રીની મહાપૂજા થાય છે. દૂધ વગેરેથી અભિષેક , મહાનૈવેદ્ય થાય છે.

બપોરના ત્રણથી સાયંકાળ સુધી પુરાણકથા કીર્તન થાય છે. સાયંકાળે ઠાઠથી શ્રીની મહાપૂજા થાય છે. તેને પંચોપચાર પૂજા એમ કહે છે. સાંજની આરતીના સમયે ધૂપ શરૂ કરતાં જ ભૂતપ્રેતગ્રસ્ત લોકોમાં પિશાચ તત્ત્વનો સંચાર થયેલો જોવા મળે છે. ભૂતગ્રસ્તોની

સેવા પૂરી થતાં તે તે અનિષ્ટ તત્ત્વ કૃષ્ણામાં સ્નાન કરી ગતિ મેળવે છે. જતાં જતાં તેમના પ્રિત્યર્થ દાન ધર્મ કરવાનું કહી જાય છે.

**પાલખીઃ–** ચાતુર્માસ સિવાય અહીં રોજ મંદિર ફરતે પાલખી કાઢવામાં આવે છે. ત્રણ કે પાંચ પ્રદક્ષિણા કરવામાં આવે છે. ચાર સ્થળે પાલખી ઉભી રહી સ્તોત્રો–ભજનો બોલવાની પ્રથા છે. પાલખીને લગભગ એક કલાક થાય છે. તે પછી મંત્રપુષ્પાંજલિ, તીર્થ, ભસ્મ વિલેપન, વૈદિકમંત્રનો જયઘોષ વગેરે કર્યા પછી શયન આરતી થાય છે.

**ઈતર મંદિરો :–** પાદુકા મંદિરની જમણી બાજુથી પગથિયા ચઢીને ઉપર જઈએ તો શ્રીવાસુદેવાનંદસરસ્વતી સ્મૃતિ મંદિર છે. આ મંદિર ઈ.સ. ૧૯૩૫માં ગ્વાલિયરનાં એક સ્ત્રી ભક્તે બંધાવ્યું હતું.

શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્મૃતિ મંદિરની પાછળ જ શ્રી રામચંદ્ર યોગીની સમાધિ આવી છે. તેમનો જન્મ અયોનિજ–જલદેવતાએ તેમના માતપિતાને સોંપ્યો હતો. તેઓ શ્રીપાદશ્રીવલ્લભના સમકાલિન હતા તથા શ્રીનૃસિંહસરસ્વતી અહીં આવ્યા ત્યારે તેમણે સમાધિ લીધી. ' નારેશ્વરનો નાદ ' માં આ અંગેનું વર્ણન આવી ગયું છે. જેઠ વદ–૧૪ ના રોજ સમાધિ લીધી હતી.

જ્યારે ચોમાસામાં કૃષ્ણા નદીમાં પૂર આવે અને ગુરુપાદુકા ઉપર કૃષ્ણા જળ વહે છે ત્યારે પૂજારીઓ શ્રી રામચંદ્ર યોગીની સમાધિની પૂજા કરી ગુરુપાદુકાના પૂજનનું શ્રેય મેળવે છે. ટેંબેસ્વામીનાં સ્મૃતિ મંદિરથી આગળ થોડા અંતરે નારાયણ સ્વામી , ગોપાળ સ્વામી, મૌની સ્વામી ઈત્યાદિ સંતોનાં સ્મૃતિ મંદિરો આવેલા છે.

ગુરુપાદુકાપૂજન પૂર્વે નારાયણ સ્વામીની સમાધિની પૂજા કરવાની પ્રથા છે. સંત એકનાથનાં પૌત્ર કવિ મુકતેશ્વર અહીંથી બે માઈલ દૂર આવેલા તેરવાડ ગામનાં રહિશ હતા. તેમને કાવ્ય રચવાની પ્રેરણા નૃસિંહવાડીમાં મળી હતી.

**અમરેશ્વર કે ઔરવાડ :–**નૃસિંહવાડીના સામે કિનારે આ અમરેશ્વર કે ઔરવાડ ગામ છે. નાવડી વ્દારા કે પુલ પર થઈને અહીં આવી શકાય છે. અહીં ચોસઠ યોગિનીઓનું મંદિર છે. આ યોગિનીઓ શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીને જળમાં લઈ જઈ ભવ્ય મહેલમાં ભોજન કરાવતી. ગંગાનુજ નામે ખેડુત સ્વામીજીનો ભકત હતો. એક દિવસ તે પણ સ્વામીજીની પાછળ પાછળ નદીનાં જલપ્રવાહમાં થયેલા રસ્તે ગયો અને ભવ્ય મહેલમાં સ્વામીજીની મહાપૂજા જોઈ. સ્વામીજીએ જયારે ગંગાનુજને ત્યાં જલનગરીમાં જોયો ત્યારે તેમને આશ્ચર્ય થયું. તેઓએ પૂછ્યું, ' તું અહીં કયાંથી ? ' તેણે વિનમ્રપણે કહયું કે હું આપની પાછળ પાછળ આવ્યો. નદીમાંથી બહાર આવતા તેને સ્વામીજીએ કહયું કે આ

વાત મારા નિવાસ દરમિયાન પ્રગટ કરીશ નહીં. ગુર્વાજ્ઞા પ્રમાણે વર્તતા ગંગાનુજ મોટા પુણ્યનો ભાગીદાર થયો.

જે બ્રાહમણનાં ઘરનો વાલ (ઝાલર)નો વેલો તોડીને તેને સુવર્ણઘટ આપ્યો હતો તે ઘર સો ડગલા પર આવે છે. તે બ્રાહમણને પણ સ્વામીજીએ કહયું હતું કે આ વાત મારા નિવાસ દરમિયાન પ્રગટ કરીશ નહીં. નહીં તો લક્ષ્મી ઝટ નાસી જશે. તેણે અતિહર્ષમાં આ વાત પ્રગટ કરતાં તેનો વંશ લક્ષ્મીવાન નથી. ઘર છે પણ જીર્ણ છે.

યાત્રા પ્રવાસ માણગાંવથી નીકળી કોલ્હાપુર ગયા સિવાય મોડી રાત્રે નરસોબા વાડી પહોંચ્યા. ત્યાંના પૂજારીશ્રીએ ગુરુદત્ત લોજીંગ બોર્ડિંગમાં ઉતારો નકકી કરેલો. સવારે સ્નાનથી પરવારી પાદુકાજીનાં અને અન્ય મંદિરોમાં દર્શન કર્યા. અહીંયા અત્તર, કેશર રેશમી વસ્ત્ર ચઢાવી શકાય છે. પંચોપચાર પૂજા / મહાપૂજા પણ કરાવી શકાય છે. મહાપૂજા બપોરે ૧૨–૦૦ થી એકાદ કલાક ચાલે છે.

સાંજે પાલખીનો કાર્યક્રમ ભવ્ય હોય છે. અહીંથી યાત્રા /પ્રવાસ ઔદુંબર જવા નીકળ્યો.

## (૩૧) શ્રી ક્ષેત્ર ઔદુંબર

કૃષ્ણાવેણી પશ્ચિમ તટે વસે ઉદુંબર જયાંય,
તે નીચે ગુરુવર રહયા, સર્વ સિધ્ધિ પણ ત્યાંય.
યન્માહાત્મ્ય શ્રવણથી થાય શ્રેય ક્ષણમાંહય,
ધન્ય ઉદુંબર એ નકી રહયા શ્રી ગુરુ ત્યાંય.
(ગુ.લી. અ.૭૦ દો.૨૧૦–૨૧૧)

ઔદુંબર તીર્થ ઘણું નાનું છે. ૧૦૦ ઘરોની વસ્તી હશે. કૃષ્ણા નદીના કિનારે આવેલું છે. અન્નક્ષેત્ર પણ ચાલે છે. દત્તાવતાર શ્રીનૃસિંહસરસ્વતી સ્વામી મહારાજે અહીં એક ચાતુર્માસ કરેલો. ચાતુર્માસ બાદ પ્રસ્થાન સમયે ત્યાં પોતાની પાદુકાની સ્વહસ્તે સ્થાપના કરેલી અને ભકતોને કહેલું કે અહીંથી જવા છતાં હું અહીંયા નિરંતર વાસ કરીશ. શ્રીપાદ પ્રભુ પણ અહીંયા પ્રાતઃકર્મ કરતા.

ઔદુંબરનું મંદિર ઘણું નાનું છે. સન ૧૮૧૦માં શ્રીદેશપાંડે નામના ભકતે દૃષ્ટાંત થવાથી તે બનાવેલું. આ પછી શ્રીબાપટજીએ સન ૧૮૬૦માં જીર્ણોધ્ધાર કરાવ્યો.

વર્ષાઋતુમાં પુર આવતાં મંદિર ડુબી જતું હોઈ ઉંચી જગ્યાએ એક બીજું મંદિર બાંધ્યું છે. વર્ષાઋતુમાં ત્યાં પાદુકાજી લઈ જવાય છે. અતિ દિવ્યસ્થાન છે.

અહીં ઔદુંબરના ઝાડોનું તો વન છે. ચારે બાજુ વૃક્ષો આવેલા છે.

પૂ.શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીજીના વાસ્તવ્ય દરમિયાન કોલ્હાપુરના વિદ્વાન બ્રાહમણનો મુર્ખ પુત્ર વિદ્યા– ઐશ્વર્ય–ધનની પ્રાપ્તિ અર્થે ઔદુંબરના સામે કિનારે આવેલા ભુવનેશ્વરી માતાના શરણે આવ્યો અને ઈપ્સિત મેળવવા માટે તપશ્ચર્યા કરવા લાગ્યો અને હઠ પકડી પોતાને કુધિમાંથી સુધિ બનાવવા વિનવવા લાગ્યો. માતાજીએ પ્રસન્ન થઈ દ્રષ્ટાંત આપી કહયું કે :

પરતીરે ઔદુંબરે વસે તપસ્વિ જેહ,
શિવ સ્વરૂપી જાણ તું યતિ દયાળુ એહ.
જા શરણે એને નકી, થઈશ બાળ કૃતાર્થ,
મા કષ્ટી થા, જા તિંહા, કહું છું માન યથાર્થ.

આમ માતાજીએ પૂ.સ્વામીજી શિવ સ્વરૂપ છે તેમ સમજાવ્યું. બ્રાહ્મણપુત્ર માતાજીની આજ્ઞા પ્રમાણે ઔદુંબરે આવ્યો અને પૂ.શ્રીનૃસિંહસરસ્વતી સ્વામીજીએ તેની મનોકામના પુરી કરી.

પૂ.સ્વામીજી ઔદુંબર થી નીકળી વિચરણ કરતા નરસોબાવાડી– ગાણગાપુર થઈ શ્રીશૈલમાં અદૃશ્ય થયા.

કૃષ્ણા નદીનો ઘાટ વિશાળ છે. ભકતોની ઈચ્છાઓ પૂર્ણ થાય છે. ઉત્સવો પર ઘણા ભકતો એકત્ર થાય છે.

પુનાથી હુબલી માર્ગ પર ભિલ્લવડી સ્ટેશન નજીક સ્થાન છે. મિરજ– નરસોબાવાડીથી પણ આવી શકાય. દત્તધામ યાત્રાનું આગળ પડતુ સ્થળ હોઈ ઘણા પ્રવાસીઓ–યાત્રાળુ આવે છે.

યાત્રા/પ્રવાસ નરસોબાવાડીથી વહેલી સવારે નીકળી લગભગ ૮–૦૦ વાગે ઔદુંબર આવી પહોંચ્યો. સ્નાન વગેરેથી પરવારી શ્રીગુરુલીલામૃતમાંથી ઔદુંબર સ્થાનનું માહાત્મ્ય વાંચ્યુ. પૂજારીશ્રીને મળી પાદુકા પુજન ગોઠવ્યું. સરસ અભિષેક પૂજા વગેરે થયું. અહીંયાથી યાત્રા –પ્રવાસ પુના વાસુદેવ નિવાસ જવા રવાના થયા.

## (૩૨) પુના ( પૂણે)

પુનામાં પૂ.સ્વામી મહારાજના શિષ્ય પૂ. શ્રીગુલવણી મહારાજનો આશ્રમ આવેલો છે. પૂ. ગુલવણી મહારાજ પૂ.સ્વામી મહારાજના અનુગ્રહિત છે. સંન્યસ્ત લીધો ન હતો. પૂ.સ્વામી મહારાજના અનન્ય ભકત હતા. તેઓશ્રીના મોટાભાઈ જેઓ સંન્યાસી હતા તેમના વ્દારા નરસોબાવાડીમાં પૂ. સ્વામી મહારાજના દર્શન થયેલા. પૂ.સ્વામી મહારાજના અંતિમ નિવાસ સ્થાન ગરુડેશ્વરમાં પણ તેઓશ્રી પૂ.સ્વામીજીની ઉપસ્થિતિમાં રહેલા. પૂ.સ્વામીજી બ્રહમલીન થયા બાદ પૂ.ગુલવણી મહારાજને આદેશ થયો કે પૂ.લોકનાથતીર્થ સ્વામીને મારું જ સ્વરૂપ માની તેમની પાસેથી યોગ–શકિતપાત વગેરે દૈવી શકિતઓ મેળવો. પૂ.ગુલવણી મહારાજ શકિતપાત વ્દારા ભકતોને પ્રભુભકિત પ્રત્યે વાળતા. તેઓએ પોતાની આ શકિત થોડા સદ્ભકતોને આપી હતી અને તે ભકતો પણ શકિતપાત કરી શકતા. અવધૂત પરિવારના સ્વ.ડૉ. અરુણોદય જાની સાહેબને પણ તેઓએ શકિત આપેલી.

પૂ.ગુલવણી મહારાજ પછીથી તેમના શિષ્ય પૂ.દત્ત મહારાજ (કવીશ્વર) પુના આશ્રમ સરસ રીતે ચલાવતા અને અવધૂત ભકતોને માર્ગદર્શન આપતા. હાલમાં પૂ. કવીશ્વર મહારાજ પછી પૂ.ઢેકણે મહારાજ માર્ગદર્શન આપે છે. આશ્રમ એરંડવણે , કર્વે રોડ ઉપર સ્થિત છે.

યાત્રા – પ્રવાસ સાંજે ત્યાં પહોંચ્યા –પ્રાર્થના વગેરે કરી આળંદી જવા નીકળ્યા.

## (૩૩) આળંદી

પૂનાથી લગભગ ૧૦ થી ૧૨ કિ.મી. દૂર આવેલ સ્થાન સંત જ્ઞાનેશ્વરના સમાધિસ્થાન તરીકે જાણીતું છે. આ તીર્થસ્થળ ઈન્દ્રાયણી નદીના તટે આવેલું છે. સંત જ્ઞાનેશ્વર મહારાષ્ટ્રના જાણીતા સંત છે. જ્ઞાનદેવ, સોપાનદેવ, મુકતાબાઈ ત્રણે ભાઈ–બહેનો મહારાષ્ટ્રમાં ભકિત માર્ગના પ્રણેતા છે. જ્ઞાનેશ્વરે લખેલી શ્રીમદ્ ભગવદ્ ગીતાની ટીકા (સમજૂતી) જ્ઞાનેશ્વરી ગીતા તરીકે જાણીતી છે. એકનાથ ભાગવત , જ્ઞાનેશ્વરી ગીતા, દાસ બોધ, ગુરુચરિત્ર આ બધાં મહારાષ્ટ્રની આમ જનતાનાં વેદતુલ્ય ધાર્મિક પુસ્તકો છે. ઘેર ઘેર વંચાય છે.

આળંદીમાં જલારામ બાપાનું પણ સરસ મંદિર આવેલું છે. પુના જલારામ મંડળ વ્દારા એનો વહીવટ ચાલે છે. વિશાળ જગ્યા છે. રહેવાની સરસ વ્યવસ્થા છે. અહીંયા જમવાનું પણ મફત જ અપાય છે. વિરપુરની માફક અહીંયા જમવાનું – પ્રસાદ અમૂલ્ય છે. સ્થાનમાં રહેવા–જમવા રહેનારે પોતાની સાથે કોઈ વસ્તુ લઈ જવાની પરવાનગી નથી. સવાર સાંજ પૂજન–ભજન ઈત્યાદી કાર્યક્રમો ચાલે છે. ભગવાન રામ–લક્ષ્મણ–સીતાજીની મૂર્તિ દર્શનીય છે. બીજી પણ મૂર્તિઓ છે. મહાદેવજીનું બાણ પણ છે. ભકિત સભર સ્થાન સગવડવાળું હોઈ પુનાની આજુબાજુથી આવતા યાત્રાળુઓ અહીંયા જ રોકાય છે. ગુજરાતીઓ ખાસ હોય છે.

યાત્રા/ પ્રવાસ પુનાથી શ્રીગુલવણી મહારાજ આશ્રમ ' વાસુદેવ નિવાસ ' થી અત્રે આવ્યા. રાત્રે ભોજન પણ અહીંયા જ લીધું – સવારે અહીંયાથી ભીમાશંકર જયોતિર્લિંગના દર્શને નિકળ્યા.

## (૩૪) ભીમાશંકર : જ્યોતિર્લિંગ

(પુના) આળંદીથી મંચેર થઈ આશરે ૧૨૦ કિ.મી. ના અંતરે આવેલા ભીમાશંકરે જવાય છે. મુંબઈથી દક્ષિણ પૂર્વમાં લગભગ ૩૦૦ કિ.મી. દૂર સહયાદ્રિના ઉત્તુંગ શિખર પર આ જયોતિર્લિંગ આવેલું છે. ત્રિપુરાસુર રાક્ષસને મારીને ભગવાન શંકરે અહીં વિશ્રામ કરેલો. ભીમક નામના રાજાની તપશ્ચર્યાથી ભગવાન શંકર પ્રસન્ન થયેલા એટલે ભીમાશંકર તરીકે ઓળખાય છે. અહીં પહોંચવાનો રસ્તો પહાડોમાંથી જવાનો છે. ભીમા શંકર ભીમા નદીના ઉદ્ગમ સ્થાન પાસે છે. મંદિર જવા નીચાણમાં કેટલાંક ઢોળાવવામાં પગથિયાં ઉતરવા પડે છે. મંદિર પાસે ત્રણ કુંડ છે. એક કુંડમાંથી બીજામાં અને બીજા કુંડમાંથી ત્રીજા કુંડમાં ગુપ્ત રીતે જળપ્રવાહ જાય છે. ભીમા નદી અહીંયાંથી નીકળી પંઢરપુર જાય છે અને ચંદ્રભાગા તરીકે ઓળખાય છે. ગોરખનાથની ધૂણી, રામલક્ષ્મણ જાનકી તથા દત્ત મંદિર દર્શનીય સ્થાનો છે.

આ સ્થળ પુનાથી ૭૫ માઈલ દૂર આવેલું છે. મુંબઈ બેંગ્લોર રેલવે લાઈન પર પુના સ્ટેશન મુંબઈથી ૧૧૯ માઈલ દૂર છે. પુના સ્ટેશને ઉતરી મોટર માર્ગે જવાય છે. શ્રીભીમાશંકર જવા માટે પહાડ ઉપર ઘાટની ચઢાઈ ૨૧ માઈલની છે.

યાત્રા / પ્રવાસ સરસ દર્શન થયા. બધાએ સ્પર્શ પણ કર્યો – મુખવટો લગાડયો ન હતો એટલે સરસ દર્શન થયા. બહાર બેસીને શિવમહિમ્ન– માનસપૂજા– પંચાક્ષર સ્તોત્ર કર્યા. આ છેલ્લુ યાત્રા સ્થળ હતું.

ભીમાશંકરથી મંચેર પરત આવી નાસિક જવાય છે. અંતર આશરે રોડ માર્ગે ૧૫૦ કિ.મી. છે. અહીંથી સાપુતારા થઈ બીજા દિવસે સવારે વડોદરા – અમદાવાદ પહોંચ્યા.

–૦–૦–૦–

# શ્રીરંગ અવધૂત પરિવાર , અમદાવાદ આયોજિત
## શ્રી દત્તધામ અને  ચાર જ્યોતિર્લિંગ – બસ પ્રવાસના સ્થળોનું સમયપત્રક તેમજ
## દરેક સ્થળો વચ્ચેનું અંતર કિલોમીટરમાં

| તારીખ– ફેબ્રુઆરી ૨૦૦૪ | ઉપડયા કયાંથી | | | પહોંચ્યા કયાં | | | કુલ અંતર કિ.મી. | નોંધ |
|---|---|---|---|---|---|---|---|---|
| | સ્થળ | સમય | કિ.મી. | સ્થળ | સમય | કિ.મી. | | |
| ૦૮ | શ્રી રંગમંદિર–સોલા | ૬–૦૦ | –– | નારેશ્વર | ૧૦–૪૫ | ૧૯૧ | ૧૯૧ | |
| | નારેશ્વર | ૧૪–૦૦ | ૧૯૧ | અનસુયાજી | ૧૫–૦૦ | ૫૪ | ૨૪૫ | |
| | અનસૂયાજી | ૧૫–૩૦ | ૨૪૫ | ગરૂડેશ્વર | ૧૮–૦૦ | ૭૦ | ૩૧૫ | |
| | ગરુડેશ્વર | ૨૨–૦૦ | ૩૨૫ | નાસિક | ૭–૦૦ | ૩૫૪ | ૬૬૯ | રાત્રિ મુસાફરી |
| ૦૯ | નાસિક | ૯–૦૦ | ૬૬૯ | ત્ર્યંબક | ૧૦–૩૦ | ૩૩ | ૭૦૨ | |
| | ત્ર્યંબક | ૧૩–૦૦ | ૭૦૨ | તળેગાંવ | ૧૩–૧૫ | ૧૮ | ૭૨૦ | |
| | તળેગાંવ | ૧૪–૦૦ | ૭૨૦ | નાસિક | ૧૪–૩૦ | ૨૩ | ૭૪૩ | |
| | નાસિક | ૧૭–૩૦ | ૭૪૩ | પંચવટી | ૧૮–૦૦ | ૧૦ | ૭૫૩ | સ્થાનિક સ્થળો |
| | પંચવટી | ૧૯–૩૦ | ૭૫૩ | નાસિક | ૨૦–૦૦ | ૦૯ | ૭૬૨ | રાત્રિ રોકાણ |
| ૧૦ | નાસિક | ૬–૦૦ | ૭૬૨ | શિરડી | ૭–૩૦ | ૮૧ | ૮૪૩ | |
| | શિરડી | ૯–૦૦ | ૮૪૩ | સાકોરી | ૯–૧૫ | ૦૬ | ૮૪૯ | |
| | સાકોરી | ૯–૪૫ | ૮૪૯ | શિંગણાપુર | ૧૨–૦૦ | ૭૨ | ૯૨૧ | |
| | શિંગણાપુર | ૧૩–૩૦ | ૯૨૧ | પૈઠણ | ૧૫–૩૦ | ૮૪ | ૧૦૦૫ | |
| | પૈઠણ | ૧૬–૪૫ | ૧૦૦૫ | ઔરંગાબાદ | ૧૮–૦૦ | ૫૩ | ૧૦૫૮ | |
| | ઔરંગાબાદ | ૧૮–૩૦ | ૧૦૫૮ | ઘુષ્ણેશ્વર | ૧૯–૨૦ | ૨૯ | ૧૦૮૭ | |
| | ઘૃષ્ણેશ્વર | ૨૦–૪૫ | ૧૦૮૭ | ઔરંગાબાદ | ૨૧–૨૫ | ૨૯ | ૧૧૧૬ | રાત્રિ રોકાણ |

| તારીખ–ફેબ્રુઆરી ૨૦૦૪ | ઉપડયા કયાંથી | | | પહોંચ્યા કયાં | | | કુલ અંતર કિ.મી. | નોંધ |
|---|---|---|---|---|---|---|---|---|
| | સ્થળ | સમય | કિ.મી. | સ્થળ | સમય | કિ.મી. | | |
| ૧૧ | ઔરંગાબાદ | ૬–૦૦ | ૧૧૧૬ | શેગાંવ | ૧૧–૪૫ | ૨૨૭ | ૧૩૪૩ | |
| | શેગાંવ | ૧૪–૦૦ | ૧૩૪૩ | આનંદસાગર | ૧૪–૩૦ | ૦૪ | ૧૩૪૭ | |
| | આનંદસાગર | ૧૬–૩૦ | ૧૩૪૭ | કારંજા | ૨૦–૦૦ | ૧૧૮ | ૧૪૬૫ | રાત્રિ રોકાણ |
| ૧૨ | કારંજા | ૧૪–૦૦ | ૧૪૬૫ | માહુરગઢ | ૧૭–૦૦ | ૧૨૦ | ૧૫૮૫ | |
| | માહુરગઢ | ૨૦–૧૫ | ૧૫૮૫ | ઔવઢાનાથનાગ | ૧૨–૩૦ | ૧૫૧ | ૧૭૩૬ | રાત્રિ રોકાણ |
| ૧૩ | ઔવઢાનાથનાગ | ૧૩–૩૦ | ૧૭૩૬ | ગુંજ | ૧૬–૦૦ | ૧૪૫ | ૧૮૮૧ | રાત્રિ રોકાણ |
| ૧૪ | ગુંજ | ૬–૦૦ | ૧૮૮૧ | પરલીવૈજનાથ | ૮–૦૦ | ૬૮ | ૧૯૪૯ | |
| | પરલીવૈજનાથ | ૯–૩૦ | ૧૯૪૯ | તુળજાપુર | ૧૨–૪૫ | ૧૫૩ | ૨૧૦૨ | |
| | તુળજાપુર | ૧૫–૩૦ | ૨૧૦૨ | પંઢરપુર | ૧૮–૩૦ | ૧૧૩ | ૨૨૧૫ | રાત્રિ રોકાણ |
| ૧૫ | પંઢરપુર | ૧૨–૩૦ | ૨૨૧૫ | સોલાપુર | ૧૪–૦૦ | ૭૦ | ૨૨૮૫ | |
| | સોલાપુર | ૧૭–૦૦ | ૨૨૮૫ | અક્કલકોટ | ૧૮–૩૦ | ૪૫ | ૨૩૩૦ | |
| | અક્કલકોટ | ૨૨–૪૫ | ૨૩૩૦ | ગાણગાપુર | ૨–૦૦ | ૭૪ | ૨૪૦૪ | રાત્રિ રોકાણ |
| ૧૭ | ગાણગાપુર | ૫–૩૦ | ૨૪૦૪ | માણેકનગર | ૧૦–૦૦ | ૬૫ | ૨૪૬૯ | |
| | માણેકનગર | ૧૩–૦૦ | ૨૪૬૯ | રાયચુર વાયા ગુલબર્ગ | ૨૧–૦૦ | ૨૪૪ | ૨૭૧૩ | રાત્રિ રોકાણ |
| ૧૮ | રાયચુર | ૬–૨૦ | ૨૭૧૩ | કુરવપુર | ૭–૩૦ | ૩૪ | ૨૭૪૭ | |
| | કુરવપુર | ૧૩–૩૦ | ૨૭૪૭ | રાયચુર | ૧૪–૩૦ | ૩૪ | ૨૭૮૧ | રાત્રિ રોકાણ |
| | રાયચુર | ૧૯–૦૦ | ૨૭૮૧ | સ્થાનિક | ૨૧–૩૦ | ૦૩ | ૨૭૮૪ | અન્ય વાહન |
| ૧૯ ×× | રાયચુર | ૪–૦૦ | | શ્રીશૈલમ્ | ૧૦–૩૦ | ૨૬૮ | | |
| | શ્રીશૈલમ્ | ૧૫–૦૦ | ૨૬૮ | રાયચુર | ૨૧–૦૦ | ૨૬૩ | ૫૩૫ | |

| તારીખ– ફેબ્રુઆરી ૨૦૦૪ | ઉપડયા કયાંથી | | | પહોંચ્યા કયાં | | | કુલ અંતર કિ.મી. | નોંધ |
|---|---|---|---|---|---|---|---|---|
| | સ્થળ | સમય | કિ.મી. | સ્થળ | સમય | કિ.મી. | | |
| ૨૦ | રાયચુર | ૧૨–૩૦ | ૨૭૮૪ | ગોકર્ણ | ૧૫–૩૦ | ૪૮૨ | ૩૨૬૬ | |
| ૨૧. | ગોકર્ણ | ૭–૦૦ | ૩૨૬૬ | પણજી | ૧૬–૦૦ | ૧૭૯ | ૩૪૪૫ | |
| | પણજી | | ૩૪૫૫ | માણગાંવ | ૨–૧૫ | ૩૦ | ૩૪૭૫ | રાત્રિ રોકાણ |
| ૨૨–૨૩ | માણગાંવ | ૨૧–૦૦ | ૩૪૭૫ | નરસોબાવાડી | ૨–૩૦ | ૨૧૯ | ૩૬૯૪ | રાત્રિ રોકાણ |
| ૨૪–૨૫ | નરસોબાવાડી | ૬–૩૦ | ૩૬૯૪ | ઔદુંબર | ૭–૩૦ | ૪૬ | ૩૭૪૦ | |
| | ઔદુંબર | ૧૧–૪૦ | ૩૭૪૦ | પુના | ૧૮–૦૦ | ૨૨૦ | ૩૯૬૦ | |
| | પુના | ૧૮–૩૦ | ૩૯૬૦ | આળંદી | ૧૯–૩૦ | ૨૭ | ૩૯૮૭ | રાત્રિ રોકાણ |
| ૨૬ | આળંદી | ૬–૦૦ | ૩૯૮૭ | ભીમાશંકર | ૯–૩૦ | ૧૦૮ | ૪૦૯૫ | |
| | ભીમાશંકર | ૧૩–૦૦ | ૪૦૯૫ | મંચર | ૧૪–૩૦ | ૬૧ | ૪૧૫૬ | |
| | મંચર | ૧૪–૩૦ | ૪૧૫૬ | નાસિક | ૧૯–૦૦ | ૧૪૩ | ૪૨૯૯ | |
| | નાસિક | ૧૯–૦૦ | ૪૨૯૯ | સાપુતારા | ૨૧–૩૦ | ૮૩ | ૪૩૮૨ | |
| | સાપુતારા | ૨૨–૩૦ | ૪૩૮૨ | અંકલેશ્વર | ૨–૩૦ | ૧૯૨ | ૪૫૭૪ | |
| ૨૭ | અંકલેશ્વર | ૩–૩૦ | ૪૫૭૪ | વડોદરા | ૫–૦૦ | ૯૧ | ૪૬૬૫ | |
| | વડોદરા | ૬–૦૦ | ૪૬૬૫ | સોલા(અમદાવાદ) | ૮–૦૦ | ૧૪૧ | ૪૮૦૬ | |

××**નોંધઃ–** શ્રી શૈલ આંધ્રપ્રદેશમાં હોઈ તમે જે બસમાં જાઓ તે બસ પાસે આંધ્રની પરમીટ ન હોય તો રાયચુરથી અન્ય વાહન દ્વારા સ્વખર્ચે શ્રીશૈલ જઈ પરત રાયચુર આવવું. આમ બસ પ્રવાસના ૪૮૦૬ અને શ્રીશૈલ જવા આવવાના ૫૩૫ કિ.મી. મળી કુલ ૫૩૪૧ કિ.મી.ની મુસાફરી છે. રાયચુરથી ગોકર્ણ(વાયા– હુબલી ૨૫૧ કિ.મી. અને સિરસી ૧૫૨ કિ.મી. ગોકર્ણ–૭૯ કિ.મી.થઈ જવાય છે.) ગોકર્ણથી પણજી વાયા – ક્ષરવાર થઈ જવાય છે. ૧૭૯ કિ.મી.)

| ક્રમ | પ્રવાસના સ્થળો | દર્શનીય સ્થળ |
| --- | --- | --- |
| ૧. | સોલા | અમદાવાદમાં આવેલા (સોલા)ભાગવત વિદ્યાપીઠના પરિસરમાં આવેલું શ્રીરંગ મંદિર |
| ૨. | નારેશ્વર | શ્રીરંગ અવધૂત તીર્થ– નારેશ્વર મહાદેવ– નર્મદાજી |
| ૩. | અનસૂયાજી | અનસૂયા મંદિર– ઔદુંબર – નર્મદાજી |
| ૪. | ગરુડેશ્વર | શ્રીદત્ત મંદિર– સ્વામી મહારાજની સમાધિ– શ્રીરંગ અવધૂત કુટિર |
| ૫. | નાસિક | ગોદાવરી નદી–પંચવટી–સીતામાતાગુફા રામકુંડ– લક્ષ્મણઘાટ –સીતાઘાટ–કાલારામ મંદિર–કપાલેશ્વરનું મંદિર – મુક્તિધામ |
| ૬. | ત્ર્યંબક | જ્યોતિર્લિંગ – કુશાવર્ત તીર્થ કનખલ કુંડ વગેરે |
| ૭. | તળેગાંવ | શ્રીદત્તાત્રેય અને શ્રીરંગ અવધૂત મંદિર– પૂ.સ્વર્ગે દાદાની સમાધિ |
| ૮. | શિરડી | સાંઈબાબાનું મંદિર , વ્દારકામાઈ– સમાધિ સ્થળ |
| ૯. | સાકોરી | ઉપાસની બાબાનો આશ્રમ – એકમુખી દત્તાત્રેય મંદિર |
| ૧૦. | શનિદેવ–શિંગણાપુર | શનિદેવનું મંદિર |
| ૧૧. | પૈઠણ | એકનાથ મહારાજની સમાધિ |
| ૧૨. | ધૃષ્ણેશ્વર | જ્યોતિર્લિંગ– સરોવર |
| ૧૩. | શેગાંવ | ગજાનન મહારાજનું મંદિર– ધૂણી– ઔદુંબર– આનંદસાગર (તાંબા નાના મોટા લોટાની ગણપતિની પ્રતિમા– સંતો મહંતોની પ્રતિમાઓ– રંગબેરંગી માછલીઘર વગેરે) |
| ૧૪. | કારંજા | પૂ.નૃસિંહસરસ્વતી સ્વામી જન્મ સ્થળ– ગુરુમંદિર |
| ૧૫. | માહૂરગઢ | પર્વત ઉપર રેણુકા માતૃતીર્થ– અત્રિ અનસૂયા મંદિર– પરશુરામ મંદિર – દત્તાત્રેય મંદિર – દેવલગિરિનો આશ્રમ– જમદગ્નિ આશ્રમ |
| ૧૬. | ઔઢા નાગનાથ | જ્યોતિર્લિંગ– નાગેશ્વર મંદિર – દત્તમંદિર જનાબાઈની ઘંટી |
| ૧૭. | ગુંજ | પૂ. શ્રીરંગ અવધૂતના ગુરુભાઈ ગાંડા મહારાજનું સ્થાન મંદિર, ગોદાવરી નદી– ભકત નિવાસ |
| ૧૮. | પરલી વૈજનાથ | વૈજનાથ મહાદેવનું મંદિર |
| ૧૯ | તુળજા ભવાની | તુળજા ભવાની માતાનું મંદિર |

| ક્રમ | પ્રવાસના સ્થળો | દર્શનીય સ્થળ |
|---|---|---|
| ૨૦. | પંઢરપુર | વિઠોબાનું ભવ્ય મંદિર– પુંડલિક મંદિર, લક્ષ્મીમાતા, ગંગામાઈ, ગોરાકુંભાર– સંત જ્ઞાનેશ્વરનાં મંદિરો– મહાપ્રભુજીની બેઠક– અદ્યતન મુક્તિધામ |
| ૨૧. | અક્કલકોટ | અક્કલકોટ સ્વામીનું મંદિર– બાળપ્પા મઠ, સમાધિમઠ– વટવૃક્ષ– એકમુખી દત્તમૂર્તિ |
| ૨૨. | ગાણગાપુર | દત્ત ભગવાનનું મંદિર– કલ્લેશ્વર મંદિર – ભીમા અમરજા નદીનો સંગમ– વંધ્યા ભેંસનું સ્થળ, બ્રાહ્મણ સ્ત્રીના પતિને જીવતો કરેલો તે સ્થળ, ઔદુંબરના સૂકા લાકડાને પાન આવ્યા તે જગ્યા, શુદ્રનું જુવારનું ખેતર , ભસ્મનો ડુંગર |
| ૨૩. | માણિકનગર | માણિક પ્રભુનું સમાધિ મંદિર– પબ્લીક સ્કૂલ પાઠશાળા– વ્યંકંમ્મા મંદિર |
| ૨૪. | રાયચુર | નંદિશ્વર મહાદેવ, હનુમાન મંદિર – અંબામાતાનું મંદિર |
| ૨૫. | કુરવપુર | કૃષ્ણાનદીના બેટમાંનું ધાર્મિક સ્થળ – શ્રીપાદશ્રીવલ્લભ પ્રભુનું તીર્થ સ્થળ– પૂ.સ્વામી મહારાજની ધ્યાન ગુફા– શ્રીપાદ પ્રભુના સૂર્યનમસ્કારનું સ્થળ |
| ૨૬. | શ્રીશૈલમ્ | મલ્લિકાર્જુન જ્યોતિર્લિંગ |
| ૨૭. | ગોકર્ણ | મહાબળેશ્વર મહાદેવનું મંદિર – સમુદ્ર– ગણપતિ મંદિર |
| ૨૮. | માણગાંવ | પૂ.વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજનું જન્મ સ્થળ– મંદિર– દત્તમંદિર–ગ્રામ્યદેવી, યોગિની માતાનું મંદિર–ધ્યાન ગુફા– વિમલા નદી |
| ૨૯. | કોલ્હાપુર | મહાલક્ષ્મી મંદિર |
| ૩૦. | નરસોબાવાડી | દત્ત ભગવાનની રાજધાની, મંદિરો – સામે કિનારે યોગીનીઓનું મંદિર– અમરેશ્વર– ઝાલર ખાઈ રીઝયોનું સ્થળ |
| ૩૧. | ઔદુંબર | નૃસિંહસરસ્વતી સ્વામી મહારાજની પાદુકા– ભુવનેશ્વરી માતાનું મંદિર (સામે કિનારે ) |
| ૩૨. | પુના | ગુલવણી મહારાજનો આશ્રમ |
| ૩૩. | આળંદી | જલારામ મંદિર– સંત જ્ઞાનેશ્વરની સમાધિ |
| ૩૪. | ભીમાશંકર | ભીમાશંકર જ્યોતિર્લિંગ – રામલક્ષ્મણજાનકી મંદિર |

# રાત્રિ રોકાણની વિગત

| | | |
|---|---|---|
| ૧. | નાસિક | હોટલ રાજ |
| ૨. | ઔરંગાબાદ | જે. જે. હોટલ |
| ૩. | કારંજા | મંદિરની સામેની ધર્મશાળા |
| ૪. | ઔઢાનાગનાથ | સરકારી પર્યટક નિવાસ |
| ૫. | ગુંજ | મંદિરનું યાત્રિક નિવાસ |
| ૬. | પંઢરપુર | શમીયાના હોટલ |
| ૭. | ગાણગાપુર | શિવદત્ત આશ્રમ |
| ૮. | રાયચુર | રીસેપ્શન હોલ |
| ૯. | ગોકર્ણ | પિતૃ છાયા નિવાસ |
| ૧૦. | માણગાંવ | યાત્રિક નિવાસ |
| ૧૧. | નરસોબાવાડી | ગુરુદત્ત લોજીંગ બોર્ડિંગ |
| ૧૨. | આળંદી | જલારામ મંદિર |

**શ્રી દત્તધામ પ્રવાસ અંતર્ગત તીર્થક્ષેત્રો પૈકીના તીર્થક્ષેત્રમાં શ્રીદત્તાવતારી દેવોએ કરેલી લીલા કે જેનો ઉલ્લેખ દત્તબાવનીમાં થયો છે. તેની વિગત અને એ અંગેનો શ્રીગુરુલીલામૃતનો સંદર્ભ.**

| પંક્તિનો ક્રમ | દત્તબાવનીની પંક્તિ | ગુરુલીલામૃત | | લીલા સ્થળ | દત્તાવતારી દેવ |
|---|---|---|---|---|---|
| | | અધ્યાય | પાન નં. | | |
| ૦૨ | અત્ર્યનસૂયા કરી નિમિત્ત<br>પ્રગટયો જગકારણ નિશ્ચિત | ૦૮ | ૩૨–૩૬ | સહયાદ્રિ<br>માહૂરગઢ | શ્રીદત્ત |
| ૦૮ | સૂણી અર્જુન કેરો સાદ<br>રીઝયો પૂર્વે તું સાક્ષાત્ | ૧૦–૨૪ | ૪૦–૧૦૨ | સહયાદ્રિ<br>માહૂરગઢ | શ્રી દત્ત |
| ૧૧ | વિષ્ણુશર્મ દ્વિજ તાર્યો એમ<br>જમ્યો શ્રાધ્ધમાં દેખી પ્રેમ | ૧૪ | ૫૭–૬૧ | સહયાદ્રિ<br>માહૂરગઢ | શ્રી દત્ત |
| ૧૨ | જંભ દૈત્યથી ત્રાસ્યા દેવ<br>કીધી મ્હેર તેં ત્યાં તતખેવ | ૧૧ | ૪૪–૪૮ | સહયાચલ<br>માહૂરગઢ | શ્રી દત્ત |
| ૧૩ | વિસ્તારી માગા દિતિસુત,<br>ઈન્દ્ર કરે હણાવ્યો તૂર્ત | | | | |
| ૧૫ | દોડયો આયુ સુતને કામ,<br>કીધો એને તેં નિષ્કામ. | ૪૩–૪૯ | ૧૭૦–૧૯૩ | સહયાચલ<br>માહૂરગઢ | શ્રી દત્ત |

| પંક્તિનો ક્રમ | દત્તબાવનીની પંક્તિ | ગુરુલીલામૃત | | લીલા સ્થળ | દત્તાવતારી દેવ |
|---|---|---|---|---|---|
| | | અધ્યાય | પાન નં. | | |
| ૧૬ | બોધ્યા યદુ ને પરશુરામ,<br>સાધ્યદેવ , પ્રહલાદ અકામ.<br>યદુ...........<br>પરશુરામ.......<br>સાધ્યદેવ ........<br>પ્રહલાદ........ | <br><br>૫૦–૫૫<br>૨૩–૨૭<br>૦૯<br>૦૯ | <br><br>૧૯૩–૨૧૬<br>૯૪–૧૧૩<br>૩૬–૪૦<br>૩૬–૪૦ | <br><br>કાવેરી તટે<br>સહયપર્વત આમલકીગામ<br>માહૂરગઢ<br>કૃષ્ણા આમલકી વૃક્ષ નીચે<br>સહયાદ્રિ કાવેરી તટે | <br><br>શ્રી દત્ત<br>શ્રી દત્ત<br>શ્રી દત્ત<br>શ્રી દત્ત |
| ૧૯ | જોઈ વ્દિજ સ્ત્રી કેરો સ્નેહ,<br>થયો પુત્ર તું નિઃસંદેહ. | ૫૬–૬૬ | ૦૧–૩૯ | પીઠાપુર | શ્રીપાદશ્રીવલ્લભ |
| ૨૦. | સ્મર્તૃગામી કલિતાર કૃપાળ !<br>તાર્યો ધોબી છેક ગમાર | ૬૪ | ૩૨–૩૩ | કુરવપુર | શ્રીપાદશ્રીવલ્લભ |
| ૨૧ | પેટપીડથી તાર્યો વિપ્ર ,<br>બ્રાહ્મણશેઠ ઉગાર્યો ક્ષિપ્ર<br>વિપ્ર......<br><br>બ્રાહ્મણશેઠ.... | <br><br>૬૮<br><br>૬૫ | <br><br>૪૩–૪૮<br><br>૩૪–૩૫ | <br><br>વાસર–બ્રાહ્મેશ્વર<br>ગોદાવરી ગંગા<br>કુરવપુર જતાં ગાઢ જંગલમાં | <br><br>શ્રીનૃસિંહસરસ્વતી<br><br>શ્રીપાદશ્રીવલ્લભ |
| ૨૩ | શુષ્ક કાષ્ઠને આણ્યા પત્ર !<br>થયો કેમ ઉદાસીન અત્ર. | ૯૪ | ૧૫૩–૧૫૭ | ગાણગાપુર સંગમ ઉપર | શ્રીનૃસિંહસરસ્વતી |
| | | | | | |

| પંક્તિનો ક્રમ | દત્તબાવનીની પંક્તિ | ગુરુલીલામૃત | | લીલા સ્થળ | દત્તાવતારી દેવ |
|---|---|---|---|---|---|
| | | અધ્યાય | પાન નં. | | |
| ૨૪ | જર્જર વંધ્યા કેરા સ્વપ્ન ,<br>કર્યા સફળ તેં સુતના કૃત્સન. | ૯૩ | ૧૪૮–૧૫૨ | ગાણગાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૨૫ | કરી દૂર બ્રાહ્મણનો કોઢ,<br>કીધા પૂરણ એના કોડ. | ૯૯ | ૧૭૪–૧૭૭ | ગાણગાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૨૬ | વંધ્યા ભેંસ દૂઝવી દેવ ,<br>હર્યું દારિદ્રય તેં તતખેવ. | ૭૬ | ૭૪–૭૬ | ગાણગાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૨૭ | ઝાલર ખાઈ રીઝ્યો એમ,<br>દીધો સુવર્ણઘટ સપ્રેમ. | ૭૨ | ૬૧–૬૩ | અમરાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૨૮ | બ્રાહ્મણસ્ત્રીનો મૃત ભરથાર,<br>કીધો સજીવન તેં નિર્ધાર. | ૮૪–૮૬ | ૧૦૧–૧૧૫ | ભીમા અમરજા સંગમ | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૨૯. | પિશાચ–પીડા કીધી દૂર,<br>વિપ્રપુત્ર ઉઠાડયો શૂર. | ૭૪–૭૫ | ૬૭–૭૪ | ઔદુંબર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૩૦ | હરીવિપ્રમદ અંત્યજ હાથ,<br>રક્ષ્યો ભકત ત્રિવિક્રમ તાત. | ૭૯–૮૧ | ૮૦–૮૯ | ગાણગાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૩૧ | નિમેષમાત્રે તંતુક એક ,<br>પહોંચાડયો શ્રીશૈલે દેખ ! | ૯૮ | ૧૭૦–૧૭૩ | ગાણગાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૩૨ | એકી સાથે આઠ સ્વરૂપ<br>ધરી દેવ બહુરૂપ અરૂપ. | ૧૦૧ | ૧૭૮–૧૮૦ | ગાણગાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |
| ૩૪ | યવનરાજની ટાળી પીડ,<br>જાતપાતની તને ન ચીડ. | ૧૦૪ | ૧૮૫–૧૯૩ | ગાણગાપુર | શ્રીનૃસિંહસરસ્વતી |

# સંપર્ક સ્થાન

| ક્રમ | ગામ/શહેર | નામ |
|---|---|---|
| ૧. | નારેશ્વર | ડો. ધીરૂભાઈ જોશી મેનેજીંગ ટ્રસ્ટી,<br>અવધૂત નિવાસ, મુ.નારેશ્વર,પો. સાયર,<br>વાયા અકલેશ્વર, જિ.વડોદરા |
| ૨. | અનસૂયા | અનસૂયા માતા, મુ.પો. ઝાંઝડ, તા. સીનોર, જિ. વડોદરા |
| ૩. | ગરુડેશ્વર | શ્રી, બી.એન.દેવ, પ્રમુખશ્રી<br>શ્રી દત્ત સંસ્થાન,<br>મુ.પો.ગરુડેશ્વર, તા. રાજપીપળા, જિ. નર્મદા<br>ફોન નં. 02640-237005 |
| ૪. | નાસિક | શ્રી ઠાકુર<br>નિવૃત્ત ડી.એસ.પી.<br>પૂ.શ્રી નારાયણ ઢેકણે મહારાજ<br>લોકનાથ તીર્થ આશ્રમ, |
| ૫. | શેંગાવ | શ્રી ગજાનન મહારાજ સંસ્થાન,<br>શેગાંવ (મહારાષ્ટ્ર)૪૪૪૨૦૩,<br>ફોન નં.૦૭૨૭૯–૨૫૨૦૧૮ |
| ૬ | ગુંજ | પૂ. છનુકાકા,<br>મુ.પો. ગુંજ ખુર્દ (મરાઠાવાડ) તા.પાથરી,<br>જિ.પરભણી (મહારાષ્ટ્ર) |
| ૭. | કારંજા | શ્રી નૃસિંહસરસ્વતી સ્વામી મહારાજ સંસ્થાન,<br>કાંરજા, જિ.વાસિમ (મહારાષ્ટ્ર)<br>ફોન નં.૦૭૨૫૬– ૨૨૪૫૫ અને ૨૪૭૫૫ |
| ૮. | અકકલકોટ | શ્રી વટવૃક્ષ મઠ મો.પો. અકકલકોટ<br>જિ.અકકલકોટ(મહારાષ્ટ્ર) |
| ૯. | ગાણગાપુર | શ્રી કલ્લમભટ – મુખ્ય પુજારી, ઓમકાર નિવાસ,<br>ગાણગાપુર, જિ. ગુલબર્ગા પીન કોડ નં.૫૮૫ ૨૧૨<br>ફોન નં. ૦૮૪૭૦–૨૫૭૪૩૮૫ |

| ક્રમ | ગામ/શહેર | નામ |
|---|---|---|
| ૧૦. | માણીકનગર | શ્રી માણીકપ્રભુ સંસ્થાન , માણીકનગર,<br>જિ.બિડર(કર્ણાટક)–૫૮૫૩૫૩<br>ફોન નંબર–૦૮૪૮૩–૩૭૦૦૪૨ અથવા ૩૭૦૭૧૬ |
| ૧૧. | કુરવપુર | શ્રી વાસુદેવ ભટ્ટ, પુજારી<br>પો.કુરવપુર, વાયા–મકારામ (ગુંજ),<br>જિ. રાઈચુર–૫૮૪૧૦૨ (કર્ણાટક) |
| ૧૨. | રાયચુર | શ્રી  નિપુણભાઈ નવિનભાઈ શ્રોત્રીય,<br>નિજલિંગપ્પાકોલોની સ્ટેશન રોડ, રાયચુર<br>ફોન નંબર–૦૮૫૩૨–૨૨૦૭૬૩(ઘર) ૨૫૫૨૧૧(ઓફિસ) |
| ૧૩ | માણગાંવ | શ્રી રામચંદ્ર ગાણપત્યે ,<br>મુ.માણગાંવ, તા. કુડાલ,જિ.સિંધુદુર્ગ–<br>વાયા–સાવંતવાડી–૪૧૬૫૧૯<br>ફોન નં.૦૨૩૬૨–૨૩૬૨૪૫ /૨૩૬૪૨૫ |
| ૧૪. | નરસોબાવાડી | શ્રી સતીશ દત્તાત્રેય ખોંબારે,<br>મુ.પો. નરસોબાવાડી,<br>જિ.કોલ્હાપુર–૪૧૬૧૦૪<br>ફોન નં.૦૨૩૨૨–૭૦૦૩૦ |
| ૧૫. | ઔદુંબર | શ્રી પુરૂષોત્તમ હણમંત જોશી,<br>સુધાંશુ સદન, ઔદુંબર, જિ.સાંગલી (મહારાષ્ટ્ર– ૪૧૬૩૨૦ ,<br>ફોન નં.૦૨૩૪૬–૨૩૦૫૫૨) |
| ૧૬. | પુના | શ્રી વાસુદેવ નિવાસ, એરંડવણે, કર્વે રોડ, પુના |
| ૧૭ | આળંદી | શ્રી જલારામ મંદિર  આળંદી – જિ.પુના |

# ગુજરાતનાં દત્તાત્રેય ભગવાન અને શ્રીરંગ અવધૂત મહારાજના તીર્થધામો

| ક્રમ | ગામ / શહેર | ક્રમ | ગામ / શહેર |
|---|---|---|---|
| ૧. | અનસૂયા– શ્રી દત્ત મંદિર | ૨૩. | જંબુસર– શ્રી રંગમંદિર |
| ૨. | અબ્રામા – શ્રીરંગ મંદિર | ૨૪. | દીવાબેટ– શ્રીરંગ મંદિર |
| ૩. | અમદાવાદ–દક્ષિણી શ્રી દત્ત મંદિર | ૨૫. | ધનોરી– શ્રીરંગ મંદિર |
| ૪. | આટ– શ્રી દત્ત મંદિર | ૨૬. | ધમડાછા– શ્રીરંગકુટિર |
| ૫. | આમોદ જિ.ભરૂચ શ્રીરંગ મંદિર | ૨૭. | ધરમપુર– શ્રીરંગકુટિર |
| ૬. | આમળપોર–નવસારી–અવધૂત નિવાસ | ૨૮. | નરસાડા– શ્રીરંગ મંદિર |
| ૭. | આસ્તા – શ્રી રંગ મંદિર | ૨૯. | નવસારી– શ્રી દત્ત મંદિર |
| ૮. | ઉનાઈ– શ્રી દત્ત મંદિર | ૩૦. | નવાગામ–ખેડા– શ્રીરંગ મંદિર |
| ૯. | ઉમલ્લા– શ્રીરંગ મંદિર | ૩૧. | નવાપુર–શ્રીરંગપાદુકા મંદિર |
| ૧૦. | કરજણ– શ્રી રંગ મંદિર | ૩૨. | નાધઈ(ખેરગામ)– શ્રીરંગ મંદિર |
| ૧૧. | કાવી – રંગજલારામ મંદિર | ૩૩. | નારેશ્વર–તપોભૂમિ– શ્રીરંગ મંદિર |
| ૧૨. | કોસંબા– શ્રીરંગ મંદિર | ૩૪. | પાથરી– શ્રી દત્ત મંદિર |
| ૧૩. | કુંભારીયા– શ્રી રંગ કુટીર | ૩૫. | પારડી– શ્રી દત્ત મંદિર |
| ૧૪. | ગણદેવી– શ્રી દત્ત મંદિર | ૩૬. | પોર– શ્રીરંગકુટિર |
| ૧૫. | ગજેરા– શ્રી રંગ મંદિર | ૩૭. | બારડોલી– શ્રીરંગકુટિર |
| ૧૬. | ગરુડેશ્વર– શ્રી દત્ત મંદિર | ૩૮. | બીલીમોરા– શ્રીરંગકુટિર |
| ૧૭. | ગાયપગલા– શ્રી દત્ત મંદિર | ૩૯. | ભાડભૂત– શ્રીરંગપ્રેરણા મંદિર |
| ૧૮. | ગોધરા– શ્રી રંગ અવધૂત જન્મસ્થળ<br>શ્રી દત્ત મંદિર– શ્રીરંગ મંદિર | ૪૦. | ભરૂચ– નવાડેરા– શ્રી દત્તમંદિર |
| ૧૯. | ગોરખટેકરી– | ૪૧. | મહેસાણા– શ્રી દત્ત મંદિર |
| ૨૦. | ગાંધીનગર– શ્રી દત્ત મંદિર | ૪૨. | મરોલી– શ્રી દત્ત મંદિર |
| ૨૧. | ચલા(વાપી),ડોળવણ–શ્રીરંગકુટિર | ૪૩. | માતર– |
| ૨૨. | જંબુસર– શ્રી રંગ મંદિર | ૪૪. | માંડવી– શ્રીરંગ મંદિર |

| | | | |
|---|---|---|---|
| ૪૫. | રાજપીપળા– શ્રીરંગ મંદિર | ૫૩. | સઈજ |
| ૪૬. | રંગપુરા– શ્રીરંગ મંદિર | ૫૪. | સજોદ– શ્રી દત્ત મંદિર |
| ૪૭. | લીંચ– શ્રીરંગકુટિર | ૫૫. | સરખેજ– શ્રી દત્ત મંદિર |
| ૪૮. | વડકલંબી– શ્રી દત્ત મંદિર | ૫૬. | સારોદ– પાદુકા મંદિર |
| ૪૯. | વલસાડ – શ્રી દત્ત મંદિર | ૫૭. | સિધ્ધપુર |
| ૫૦. | વાંકલ તા.માંગરોલ–અવધૂત કુટીર | ૫૮ | સુરત– શ્રી દત્ત મંદિર |
| ૫૧. | વાગવળ– શ્રી દત્ત મંદિર | ૫૯ | સોલા–ભાગવત વિદ્યાપીઠ –શ્રીરંગમંદિર |
| ૫૨. | વાંસદા– શ્રી દત્ત મંદિર | ૬૦. | હાંસોટ– શ્રી દત્ત મંદિર |

☆

# શ્રી દત્તાવતારી – અંશોના પ્રાગટ્ય– નિર્વાણ

| અવતારનું નામ | પ્રાદુર્ભાવ | બ્રહ્મલીન(પુણ્યતિથિ) |
|---|---|---|
| શ્રી દત્ત અવતાર | માગશર સુદ ચતુર્દશીયુત પૂર્ણિમા | |
| શ્રીપાદશ્રીપલ્લભ | ભાદરવા સુદ ચોથ | આસો વદ–૧૨ ગુરુદ્વાદશી |
| શ્રીનૃસિંહસરસ્વતી | પોષ સુદ– બીજ<br>શનિવાર | મહાવદ એકમ– શુક્રવાર |
| શ્રી વાસુદેવાનંદ સરસ્વતી | શ્રાવણ વદ પાંચમ<br>સંવત– ૧૯૧૦<br>તા.૧૩–૦૮–૧૮૫૪<br>શનિવાર | જેઠી અમાસ અને<br>અષાઢ સુદી પડવો.<br>સંવત ૧૯૭૦, મંગળવાર<br>તા.૨૪–૦૬–૧૯૧૪ |
| શ્રીરંગ અવધૂત<br>મહારાજ | કારતક સુદ નોમ<br>સંવત ૧૮૫૫<br>સોમવાર<br>તા.૨૧–૧૧–૧૮૯૮ | કારતકી અમાસ<br>સંવત ૨૦૨૫, મંગળવાર<br>તા.૧૯–૧૧–૧૯૬૮<br>અંત્યેષ્ટિ સંસ્કાર :<br>માગસુર બીજ, ગુરુવાર,<br>તા.૨૧–૧૧–૧૯૬૮ |

☆ ☆ ☆

# નારેશ્વર તીર્થમાં ઉજવાતા ઉત્સવો

| તિથિ | ઉત્સવો |
|---|---|
| બેસતુ વર્ષ | અન્નકૂટ |
| કારતક સુદ–૯ | શ્રીરંગજયંતી |
| કારતક સુદ–૧૧ | તુલસી વિવાહ |
| કારતક વદ અમાસ | શ્રીરંગપુણ્યતિથિ |
| માગશર સુદ–૧૫ | શ્રીદત્તજયંતિ |
| પોષ સુદ–૨ | શ્રીનૃસિંહસરસ્વતી જન્મજયંતી |
| મહાસુદ–૫ | શ્રીરંગ મંદિર પાટોત્સવ |
| મહાવદ–૧ | ગુરુ પ્રતિપદા –શ્રી નૃસિંહસરસ્વતી સ્વામી મહારાજની પુણ્યતિથિ |
| મહાવદ–૧૦ | શ્રીવિઠ્ઠલપંત તિથિ |
| મહાવદ– ૧૩ /૧૪ | શિવરાત્રી |
| ફાગણ વદ– ૧૨ | શ્રી ગાંડા મહારાજ પુણ્યતિથિ |
| ચૈત્ર સુદ  એકમ થી નોમ | ચૈત્રી નવરાત્રી |
| જેઠ સુદ–૯ | શ્રી નારાયણભાઈ પુણ્યતિથિ |
| જેઠ સુદ–૧૧ | શ્રી  રુકમામ્બા પુણ્યતિથિ |
| આષાઢ સુદ–૧ | શ્રીવાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજની પુણ્યતિથિ |
| આષાઢ સુદ–૧૫ | ગુરુપૂર્ણિમા |
| શ્રાવણ વદ–૫ | શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજની જન્મજયંતી |
| શ્રાવણ વદ–૮ | જન્માષ્ટમી |
| ભાદરવા વદ–૪ | શ્રીપાદશ્રીવલ્લભ પ્રમુની જન્મજંયતી |
| આસો સુદ એકમથી નોમ | નવરાત્રી |
| આસો વદ–૧૨ | ગુરુવ્દાદશી–શ્રીપાદશ્રીવલ્લભ પ્રભુની પુણ્યતિથિ(શ્રી ગુરુલીલામૃત ગ્રંથની સમાપ્તિ) |
| આસો વદ ૧૩–૧૪અમાસ | ધનતેરસ–કાળીચૌદસ–દિવાળી |

# તીરૂપતી બાલાજી

આંધ્ર રાજયના ચિતૂર જિલ્લામાં તીરૂપતી આવેલું છે. ચેન્નાઈ (મદ્રાસ)થી તીરૂપતી લગભગ ૯૦ માઈલે છે. દક્ષિણ ભારતમાં રાણીગુંટા સ્ટેશનેથી રેલવે લાઈનમાં તીરૂપતી રેલવે સ્ટેશન છે. કર્ણાટકના રાયચુરથી આંધ્રપ્રદેશના શ્રીશૈલ અને બાલાજીના દર્શનનો લાભ લઈ શકાય છે. તીરૂપતી સ્ટેશનથી બે માઈલ વેંકટાચલ પર્વત આવે છે.આ પર્વતને તીરૂમલ પર્વત પણ કહે છે. સાત માઈલ દૂર પર્વત ઉપર બાલાજી મંદિર છે, વેંકટાચલ પર્વતને ભગવત સ્વરૂપ માનવામાં આવે છે.તેથી પગે ચાલી જતા યાત્રાળુ જોડા પહેરી ઉપર જતા નથી. ખુલ્લા પગે જાય છે. સાત માઈલના ચઢાણમાં સાત ટેકરીઓ આવે છે. વેંકટાચલ પર્વતને શેષ ભગવાન માનવામાં આવે છે. આ સાત ટેકરીઓ શેષનાગની સાત ફેણ મનાય છે.

તીરૂપતીથી આશરે ચાર માઈલ નૃસિંહભગવાનનું મંદિર, રામાનુંજ સ્વામીનું મંદિર, કપિલેશ્વર મંદિર, કપિલતીર્થ નામનું સરોવર વિગેરે રસ્તામાં આવે છે. રોડ માર્ગે બાલાજી મંદિર લગભગ ૧૫ માઈલ છે.

બાલાજીમાં કેશમુંડનનું મહાત્મ્ય ખૂબ મનાય છે. મંદિર પાસે સ્વામી પુષ્કરિણી નામે સરોવર છે. સરોવરની મધ્યમાં મંડપ છે. તેમાં ભગવાનના દસ અવતારોની મૂર્તિઓ છે. પાસે વરાહ અને કૃષ્ણ મંદિર છે.

બાલાજીના મંદિરોમાં ત્રણ સમયના દર્શન થાય છે. મંદિરના દ્વાર સામે તિરૂ મહાદેવ છે અને સહસ્ત્ર સ્તંભ મંડપ છે. બાલાજીને વેંકટેશ્વર પણ કહે છે. મૂર્તિ શ્યામ પથ્થરની છે. શંખ, ચક્ર ગદા, પદમ ધારણ કરેલી ચતુર્ભૂજ ઊભી સાત ફુટ ઉંચાઈની છે. મંદિર ૪૧૦ ફૂટ લંબાઈનું અને ૨૬૦ ફૂટ પહોળાઈનું સુવર્ણ જડીત છે.

પાંડવતીર્થ, પાપનાશીની ગંગા છે. જયાં પાણીના ધોધ પડે છે. બાલાજી પાસે આકાશગંગા, જાબાલીતીર્થ, વૈકુંન્ઠ તીર્થ, ચક્રતીર્થ, દ્રોણ તીર્થ વગેરે છે.

યાત્રીઓ રત્નો, હીરા, અંલકાર ભગવાનને ચઢાવે છે. ભારતમાં સૌથી સમૃધ્ધિવાન દેવસ્થાન ગણાય છે. તીરૂમાલા પર્વત દરિયાની સપાટીથી ૩૨૦૦ ફૂટની ઊંચાઈએ છે.

દંતકથા છે કે એક સમયે શેષનાગે વાયુ દેવતા સાથે શરત કરી કે હિમાલયને ભરડો મારીને બેસે તો વાયુદેવ તેના શિખરો હલાવી શકે નહીં. આથી બન્ને એ જોર

અજમાવ્યું. વાયુદેવતાના બળ સાથે શેષનાગ ઢીલા પડી ગયા અને હિમાલયના શિખરો ઉડીને તીરૂપતી પાસે આવીને પડયા એ આ સાત ટેકરીઓ એમ કહેવાય છે.

બીજી દંતકથા એવી છે કે વરાહ ભગવાને પૃથ્વીનું સંરક્ષણ કર્યા પછી વિષ્ણુ ભગવાને ભકતો માટે તિરૂપતી વસાવ્યું.

બાલાજીની મૂર્તિમાં એક જગ્યાએ ચોટ લાગેલી છે. એમ કહેવાય છે કે એક ભકત દરરોજ ભગવાન માટે દૂધ લઈ આવતો. ભકત વૃધ્ધ થતાં પહાડ ઉપર ચઢતા કષ્ટ થતું ત્યારે ભગવાન પોતે દૂધ છૂપાઈને પી જતા. ભકત ગાયને દોતો તો દૂધ મળતું ન હતું. ભકત છાનામાના તપાસ કરતાં ભગવાન મનુષ્યરૂપે આવી ગાયનું દૂધ પીવા લાગ્યા. ભકતે ભગવાનને ચોર સમજી દંડો માર્યો. ભગવાન તરતજ પ્રગટ થયા, દર્શન દીધા અને આશ્વાસન આપ્યું એ દંડો વાગ્યાનું ચિન્હ મૂર્તિમાં છે.

બેંગ્લોરથી તીરૂપતીનું બાય રોડ ૨૫૯ કિ.મી. છે. આંધ્ર પ્રદેશની સ્ટેટ બસો દરરોજ બેંગ્લોરથી તીરૂપતી જાય છે. મુંબઈ થી તીરૂપતી જવા માટે રાતીગુંટા સ્ટેશને ઉતરવું. મુંબઈ– ચેન્નાઈ મેલ દાદર ચેન્નાઈ એકસપ્રેસ અને મુંબઈ કન્યાકુમારી એકસપ્રેસ ટ્રેન વ્દારા તીરૂપતી જઈ શકાય છે. મુંબઈ થી તીરૂપતીનું રોડ માર્ગે અંતર ૧૨૬૧ કિ.મી. છે. વાયા પુન – બેલગામ– ધારવાર –હરીહરા બેંગ્લોર

**<u>નોંધ :</u>**

યાત્રા પ્રવાસમાં કોઈને તીરૂપતી બાલાજીના દર્શને જવું હોય તો રાયચૂરથી તીરૂપતી બાલાજીના યાત્રા પ્રવાસે જઈ શકાય છે પરંતુ પ્રવાસનું અંતર ઘણું વધારે છે એટલે સમય, દિવસ અને કિલોમીટરના લાંબા અંતરના કારણે નિયત કરવામાં આવેલ પ્રવાસ કાર્યક્રમમાં સમાવેશ કરવો શકય નથી. ફકત આપની જાણ માટે આ વિગત મૂકી છે.

## શ્રીરંગ દિવ્ય કવન દર્શન

| | | | |
|---|---|---|---|
| ૧. | **ઢ દ્રાક્ષ ભજનાનંદ**<br>અવધૂતી આનંદના ભજન, પ્રભાતિયા ,સ્તોત્ર, આરતી, થાળ, ધૂન, કેટલાક સાર્થ સ્તોત્ર, અન્ય ભજન | **MP3 CD-2** | રૂા.૬૦/– |
| ૨. | **શ્રી દત્તબાવની ગાથા**<br>દિવ્ય સ્તોત્ર, દત્તબાવની બાવન પંકતી તથા અંતર્ગત ૪૦ જેટલા પ્રસંગોનું નાટયસ્વરૂપે દશ્ય અને શ્રાવ્ય દર્શન | **DVD-2** | રૂા. ૭૫/– |
| ૩. | **શ્રી ગુઢ નામામૃત જ્ઞાનપ્રપા**<br>શ્રી ગુઢ લીલામૃત અંતર્ગત આર્તસ્તુતિ, ગુઢ મહિમા, ગુઢ ભકિત તથા વેદાંતવાણી વિગેરે, ૪૦૦૦ દોહરાના ગાન | **MP3 CD-2** | રૂા.૬૦/ |
| ૪. | **શ્રી રંગદર્શન ગુજરાત**<br>ગુજરાતમાં આવેલ દત્તરંગધામ, નારેશ્વર, ગુઢડેશ્વર, ગોધરા, ગોરખટેકરી, દીવાબેટ, રાજપીપળા, પોર, માતર, સોલા, સરખેજ, ગાંધીનગર, સઈજ, લીંચની દર્શનીય આધિભૌતિક તેમજ આધ્યાત્મિક માહિતી. | **DVD-1** | રૂા.૪૦/– |
| ૫. | **શ્રી ગુઢ દત્ત પરંપરા**<br>ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં આવેલ દત્તતીર્થધામની દર્શનીય આધ્યાતિક તથા આધિભૌતિક સંગીતમય ધૂન, ભજન, સ્તોત્ર સહ માહિતી | **DVD-1** | રૂા.૪૦/– |
| ૬. | **શ્રી ગુઢ મહિમા**<br>અવધૂતી આનંદના ભજન, ધૂન, દોહરા, સ્તોત્ર | **MP3 CD-1** | રૂા.૩૦/– |
| ૭. | **અમર આદેશ**<br>પૂ.શ્રી બાપજીએ શ્રીમુખે દત્તજયંતી– રંગજયંતી પ્રસંગે આપેલ પ્રવચનનું શ્રાવ્ય દર્શન | **AUDIO CD-3** | રૂા.૭૫/– |
| ૮. | **સંકીર્તન સંપુટિત દત્તબાવની**<br>દત્તનામ સંકીર્તન, દત્તબાવની, દત્તનામ સંકીર્તન | **AUDIO CD-1** | રૂા.૩૦/– |

| | | | |
|---|---|---|---|
| ૯. | **ઢદ્રાક્ષ– ધૂન– સંકીર્તન**<br>દત્તધૂન, રંગધૂન, સંકીર્તન | **MP3 CD-1** | રૂા.૩૦/– |
| ૧૦. | **ઢદ્રાક્ષ સ્તોત્રાવલિ**<br>પૂ.શ્રી રચિત સ્તોત્ર, વંદના, સ્તુતિ, દત્તનામ સંકીર્તન, દત્તનામ સ્મરણ | **MP3 CD-1** | રૂા.૩૦/– |
| ૧૧. | **શ્રી રંગ શરણ મૃત્યુંજય વંદના**<br>શ્રી ગુઢલીલામૃત અંતર્ગત મૃત્યુ વિષયક દોહરા, સંગીત ગીતા અ.૧૫ તથા અન્ય શ્લોક, દત્તનામ સ્મરણ, ભજન,ધૂન, (જીવતા સુધી જીવન મુકિત અને મૃત્યુ વેળાનું આયુજ સમુક્તિ દર્શન) | **MP3 CD-2** | રૂા.૬૦/– |
| ૧૨. | **સંગીત ગીતા**<br>પૂ.શ્રી બાપજી રચિત ગીતાજીના ૧ થી ૧૮ અધ્યાયનું ગુજરાતી પદ્યગાન રાગ ભીમ પલાસી, સાખી | **MP3 CD-1** | રૂા.૩૦/– |
| ૧૩. | **રંગ રમઝટ**<br>પૂ.શ્રીના ભજનો તથા અન્ય ભજનોના બે તાળી, ત્રણ તાળી, દાંડિયા સાથે નોનસ્ટોપ ગરબા | **AUDIO CD-3** | રૂા.૭૫/– |
| ૧૪. | **અવધૂતી આનંદામૃત**<br>પૂ.શ્રી રચિત ભજન, દોહરા, ધૂન, મંત્ર, પ્રભાતિયા, અનસૂયા બાવની, દત્તબાવની, વંદના | **MP3 CD-2** | રૂા.૬૦/– |
| ૧૫. | **ઉષઃ પ્રાર્થના– સાયં પ્રાર્થના**<br>નારેશ્વર નિજ મંદિરની ઉષઃ પ્રાર્થના– સાયં પ્રાર્થના | **MP3 CD-2** | રૂા.૬૦/– |
| ૧૬. | **રંગહૃદયમ્ સ્તોત્રાવલિ** | **નિર્માણાધીન** | – |

**અંબાલાલ પટેલ : મો.** ૯૩૨૭૦૫૦૭૭૬ **પ્રવીણભાઈ એ.દવે મો.** ૯૪૨૬૦૩૨૩૪૩

## પ્રાપ્તિસ્થાન

**નારેશ્વર– ધીરૂભાઈ મહેતાઃ ૦૨૬૬૬–૨૫૩૬૭૧, ગરૂડેશ્વર – ૦૨૬૪૦– ૨૩૭૦૦૫, સરખેજ– ૦૭૯– ૨૬૮૨૮૪૭૦ , ગાંધીનગર– નવનીતભાઈ પાઠક –૦૭૯–૨૩૨૧૦૬૪૨, ભાડભુત–કનૈયાલાલ પટેલ–૦૨૬૪૨–૨૭૬૧૦૩, નડીયાદ– ભદ્રેશભાઈ રામી ૯૩૭૪૦૬૭૯૬૭, બારડોલી– હેમલભાઈઃ ૯૪૨૮૦ ૫૮૫૫૮, વાપી– ઉમેશ ગજરેઃ ૯૨૨૮૧૭૯૧૫૫ દમણ– હરિઓમભાઈઃ ૯૪૨૮૦૧૩૭૧૪, અંકલેશ્વર– ચૈતન્ય શેઠ : ૯૮૨૫૩ ૩૪૬૧૦**



દત્તદર્શન મહારાષ્ટ્ર
રાત્રિ રોકાણ
પૂજનવિધિ
જ્યોતિર્લિંગ
રાત્રિ મુસાફરી
વાયા.
સોલા અમદાવાદ
141
166
વડોદરા
25
પાલેજ
પાલેજ
25
54
અનસૂયા
નારેશ્વર
70
ગરુડેશ્વર
79
66
અંકલેશ્વર
અંકલેશ્વર
192
192
સાપુતારા
સાપુતારા
તળેગાંવ
ત્ર્યંબકેશ્વર
4
14
19
33
83
83
નાસિક
81
શિરડી
6
શાકોરી
72
84
શનિદેવ શીંગણાપુર
ધૃષ્ણેશ્વર
29
ઔરંગાબાદ
53
પૈઠણ
227
શેગાંવ
4
આનંદનગર
118
કારંજા
120
માહુરગઢ
151
ગુંજ
145
ઔંડાનાગનાથ
68
વાયા.પાથરી
પરલી વૈજનાથ
153
વાયા.અંબે જોગાઈ
113
તુળજાપુર
પંઢરપુર
70
સોલાપુર
45
અક્કલકોટ
74
માણેકનગર
ગાણગાપુર
85
24
ત્રિવેણી સંગમ
244
વાયા,ગુલબર્ગા
રાઈચુર
120
મંત્રાલય
131
34
268
કુરવપુર
શ્રી શૈલમ
હુબલી
152
482
સીરસી
79
ગોકર્ણ
83
વાયા,કારવાર
96
પણજી
30
સાવંતવાડી
માણગાંવ
219
નરસોબાવાડી
46
ઔદુંબર
220
પુના
27
આળંદી
મુંબઈ
47
મંચર
61
ભીમાશંકર
143
શંભુભાઈ કેશવલાલ પટેલ. અમદાવાદ.
ટેલી. ૨૭૪૦૧૩૮૩. ૨૭૪૩૧૩૮૩.
નોંધ: સ્થળનું ભૌગોલિક સ્થાન અને અંતર અંદાજીત છે.